# दयानंद-वचनामृत

Reg 180



लेखक,

स्वामी श्री सत्यानंदजी

# પ્રકાશકના બે બોલ.

આર્ય મંડલ! ભગવાન દયાનંદના નિર્વાણ ઉત્સવ માનતાં છતાં, પોતાના મંદિરોની દીપમાલાની શોભા વધારતા સત્યાર્થપ્રકાશાદિની ઉજ્વલ છતમાં બેસીને, હ્રદયાકાશમાં દિવ્યનેત્રોથી મહર્ષિના દૈવત્વ તથા દિવ્ય સ્વરૂપનાં દર્શન કરો! તથા વિજ્ઞાન ભાવથી કૃતજ્ઞતા પ્રકાશિત કરતાં મુખથી કહો કે, આર્ય જીવનના દાની આર્ય સમાજને પુનઃ સુસજ્જ કરનાર શ્રી સ્વામીજી મહારાજ! આપને ધન્યવાદ હો!!

ધન્યવાદ હો! સાચા ધર્મોપદેશક શુભ દર્શન સ્વામી આપને ધન્યવાદ હો! નરનારીઓના ઉદ્ધારને માટે, દુઃખસાગરમાં ડૂબતાઓને તારવાને માટે, નગર નગર ગ્રામ ગ્રામમાં પર્યટન કરીને વૈદિક ધર્મના પ્રચારક, સંતપ્ત હ્રદયોમાં સુખસંચારક, સૌમ્ય સ્વભાવયુક્ત આપને ધન્યવાદ હો!!!

ઇંટ પત્થર ધૂળ ભૂખ–તરસ સહન કરતા છતાં, મૃત્યુના ભયાનક દ્રશ્યથી નહિ ડરતાં એક માત્ર સત્યના વિસ્તારક મહાવીર, પરમધીર, અતિગમ્ભીર શ્રી દયાનંદજી મહારાજ આપને ધન્યવાદ હો!!!

ભગવાન્! આપના ગુણુ આલેખવાનુ આ લેખિનીમાં કેટલું સામર્થ્ય હોય!

આપણા સુભાગ્યે સ્વામીશ્રી સત્યાનંદજી મહારાજે મહર્ષિકૃત સર્વ પુસ્તકોનું સંશોધન કરીને, 'શ્રી દયાનંદ–વચનામૃત' આર્ય ભાષામાં બનાવ્યું છે. આ પુસ્તક મારા વાંચવામાં આવતાં મને સ્હેજ ઉર્મિ થઈ આવી કે, પ્રાતઃસ્મરણિય મહર્ષિ દયાનંદજીનાં વચનામૃતો વાંચવાં કોને ન ગમે? પરંતુ જો તે ગુર્જર ભાષામાં હોય તો સર્વ સાધારણુ નર–નારીઓ તેનો લાભ લઇ શકે; આ હેતુથી પ્રેરાઇને ઉપરોક્ત પુસ્તકનો ગુર્જર ભાષામાં અનુવાદ કરવાનું સાહસ ખેડયું છે. જો કે હું કોઈ જ્ઞાની નહિ હોવાથી તેમાં કાંઇને કાંઇ ન્યુનતા

રહી ગઈ હશે. વાંચક વૃન્દ ! આપની પાસે તેની હું ક્ષમા યાચું છું અને પ્રાર્થના કરૂં છું કે, કોઇ ત્રુટિ જણાય તો તે સૂચવવા કૃપા કરશોજી.

સ્વામીશ્રી સત્યાનંદજી વિરચિત્ શ્રી દયાનંદ વચનામૃતનો આ અનુવાદ છે. છતાં કોઈ કોઇ ઠેકાણે જટિલ શબ્દો—વાક્યોને સરલ બનાવવા કંઈક લંબાણથી ખુલાસો કરવો પડ્યો છે.

આ પુસ્તકનો ગુર્જર ભાષામાં અનુવાદ કરી છપાવવાનો ઈરાદો સ્વામીશ્રી સત્યાનંદજી મહારાજને લખી જણાવતાં, આપશ્રીએ પ્રસન્નતા પૂર્વક તેમ કરવાની આજ્ઞા આપી છે. વધુમાં જણાવ્યું છે કે અન્ય કેટલાંક પુસ્તકોનો પણ અનુવાદ કરવામાં આવે તો તે પણ પ્રશંસનીય ગણાશે. સ્વામીશ્રીની આ ઉદારભાવના જોઈ તેમને હું પ્રેમપૂર્વક નમસ્તે કરી આ સેવકને આપેલી તક માટે તેમનો આ સ્થળે ઉપકાર માનું છું. વળી આ પુસ્તક સુધારણામાં શ્રીમાન્ ત્રિકમલાલ હરિલાલે ( પ્રમુખ આર્ય સમાજ અમદાવાદ ) પોતાનો કિંમતી વખત આપીને, જે સહાયતા કરી છે; તેમનો આ સ્થળે હું ઉપકાર ન માનું તો કૃતઘ્ની ઠરૂં ! તેમજ મહાશય હરિલાલ પાનાચંદ તથા મહાશય દાદાભાઇ જેસંગભાઇએ પુસ્તક સંસ્કરણમાં આર્થિક સહાયતા આપીને મારા ઉત્સાહને જે પ્રોત્સાહન આપ્યું છે; તેમનો પણ ધન્યવાદ માનવાની રજા લઉં છું.

વ્હાલા વાંચકો ! છેવટ વિજ્ઞપ્તિ જે—ચાહતો આપ આર્યસમાજી હો, કે સનાતની હો, ગમે તે હો, કિંતુ આ પુસ્તક કૃપા કરીને અથથી ઇતિ સુધી વાંચી જવાની આ સેવક આગ્રહપૂર્વક ભલામણ કરે છે. જો આપ આટલી ઉદારતા બતાવશો તો સેવક પોતાનો શ્રમ સફળ થયો સમજશે. ઇત્યોમ્ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

ચૈત્ર શુક્લ પૂર્ણિમા. વિક્રમ સંવત ૧૯૮૦.

મદનગોપાળની હવેલી.
સુથારવાડાની પોળ,
**અમદાવાદ.**

લી૦
કૃપાભિલાષી—સેવક,
**મણિલાલ મોતીભાઇ.**

॥ ओ३म् ॥

# દયાનંદ-વચનામૃત.

## પ્રથમ બિન્દુ.

### ત્યાગ.

શ્રીમદ્ દયાનંદ મહારાજ ત્યાગ તથા વૈરાગ્યના અવતારરૂપ હતા. જે પરમ વૈરાગ્યની લગની તથા જે ઉચ્ચ ભાવનાથી પોતાના સંપત્તિશાળી પિતૃગૃહનો ત્યાગ કર્યો, તે તેમની ત્યાગ ભાવનાનું પરમ પ્રમાણ છે.

જે સમયમાં શ્રી દયાનંદજી જિજ્ઞાસુ ભાવે હિમાલયની યાત્રા કરી રહ્યા હતા, તે પ્રસંગે એક વખત શ્રીપાદ્ 'ઓખી' મઠમાં જઇ ચઢયા. તેમની બુદ્ધિ-વિકાસ, યુક્તિ-બલ, તાત્કાલિક ઉત્તર-પ્રત્યુત્તર દેવાની શક્તિ, તથા સરલ અને માધુરી વાણી જોઇને તે મઠના મહન્તશ્રી મહારાજ ઉપર મુગ્ધ થઇ ગયા; અને દયાનંદને પોતાનો ચેલો બનાવવાની લાલસાથી પોતાની ગુરુગાદીના ગુણોનાં વખાણ કરવા લાગ્યા કે "દયાનંદજી ! યદિ આપ મારા શિષ્ય બની જાઓ તો આ મારી બધી મિલકતના તમે સ્વામી બની જાઓ તેમ છો." આટલી દોલત પ્રાપ્ત થવાથી તમે સ્વતંત્ર રીતે મન ગમતાં સુખ ભોગવી શકો તેમ છો તથા લાખો શિષ્યવૃન્દમાં તમો પૂજનીય ગણાશો."

મહાત્યાગી પરમહંસજી તે મહંતની આ માયામય મહાજાલમાં ભલા ક્યારે ફસાય તેમ હતા ? તેમણે ઉત્તર આપ્યો કે–" મહંતજી ! યદિ મારા મનમાં માયાની ઈષણા હોત તો, હું મારા ધન ધાન્યપૂર્ણ પિતૃપ્રાસાદનો શા માટે ત્યાગ કરત ? ત્યાં તો આપના પૂજા પાઠથી મેળવેલા, યંત્ર–મંત્રથી કમાયેલા, તથા નાના પ્રકારની લીલાઓથી મેળવેલા ધનથી કાંઈક અધિક ધન હતું. મહાશય ! જે વસ્તુની શોધખોળમાં મેં ઘર–બાર તથા સાંસારિક સુખોને સદાને માટે તિલાંજલિ આપી'છે, તે સંબંધી આપને કંઈ સમજણ પણ નથી. તે માટે આપના ચેલા બનવાનું તો દૂર રહ્યું, પણ આ સ્થાને મુકામ કરવો એજ મારા માટે અસહ્ય છે !!"

મહન્ત મહાશય, તે મુનીના મુખમાંથી ધનપ્રતિ આવી ધિક્કારની વાણી સાંભળી આશ્ચર્યચકિત થઈ જઇને પૂછવા લાગ્યા કે–" આપ જણાવશો, કે–એવી તે કઈ વસ્તુની આપ ખોળ કરો છો, કે જેને માટે આવી ભિષ્મ પ્રતિજ્ઞા લેવી પડી છે !"

મહર્ષિ દયાનંદ બોલ્યા કે–" તે એજ વસ્તુ છે, કે યોગ અને આત્મપદની પ્રાપ્તિ" આ સાંભળીને તે મઠાધિશ મહંત તેમની વારંવાર પ્રશંશા કરવા લાગ્યા, તથા પ્રાર્થના કરી કે વધુ નહિ તો થોડા દિવસ તો આપ અવશ્ય અહીં રહેવાની કૃપા કરો, પરંતુ સ્વામીશ્રી એક રાતથી અધિક ત્યાં રહી શક્યા નહિ.

એકવાર રાણા શ્રી સજ્જનસિંહે મહાદેવના મંદિરની ગાદી મહારાજના ચરણોમાં અર્પણ કરીને કહ્યું કે આ મંદિરની સાથે ઘણી મોટી જાગીર છે, તથા આ રાજ્ય પણ તેને આધિન છે. આ મંદિરના મહંત બનવામાં આપ આ રાજ્યના કુલ–ગુરુ બનશો તથા આપ આપનાં પુસ્તકો પણ પ્રકાશિત કરી શકશો. જેથી ધર્મ પ્રચારના કાર્યમાં ઘણી સુગમતા પડશે. આ ગાદીનો સ્વિકાર કરવાથી આપને અન્ય કોઇની સહાયતાની જરૂરજ રહેશે નહિ. આનો

ઉત્તર આપતાં મહારાજ આવેશ-પૂર્વક બોલ્યા કે-રાણાજી ! આપ મને આવી માયામાં નાખીને પરમાત્મદેવથી પરાઙ્મુખ કરવાનું ચાહો છો ? તે રજોગુણી લોભ લાલચથી શું હું અનંત ઐશ્વર્યવાન ઇશ્વરથી વિમુખ થવાનું સાહસ કરી શકું, તેટલા નબળા મનનો મને ધારો છો ? રાજન્ ! હવે પછી આવાં વાકયો ઉચ્ચારવાનું સાહસ કરશો નહિ.

ગંગા-તીર ઉપર મહારાજ શ્રી ફક્ત એક કૌપીનથી અવધૂત-વૃત્તિમાં વિચરતા હતા. તે વખતે તેઓશ્રી નગરમાં જતા હતા નહિ. વનમાં, ઝાડોની નીચે ગંગાજીની રેતીમાં પોતાનો સમય વ્યતિત કરતા હતા. ઝુંપડી સરખી પણ રાખતા નહિ. કવચિત્જ ઝુંપડીનો આશરો લેતા હતા. અતિ શીત-કાલમાં પણ તે દિગમ્બર સ્થિતિમાં રહેતા હતા. તેમની આ વસ્ત્રવિહિન અવસ્થા જે જોતા તે મ્હોંમાં આંગળીઓ ઘાલી, મુકત કંઠે આ અલૌકિક કર્મની પ્રસંશા કરતા.

ઘણા મનુષ્યો થોડા જપ-તપ કરતાંની સાથે જ અહંકારી બની જાય છે, તથા બીજાઓને તૂચ્છ સમજવા માંડે છે. પરંતુ પૂજ્ય પરમહંસ મહારાજ દયાનંદજીમાં મદ-માનની લેશમાત્ર લાલસા હતી નહિ. એક પ્રસંગે એક સજ્જને તેઓશ્રીને પૂછયું કે-અતિ તિવ્ર ઠંડીમાં પણ આપ ખુલ્લા શરીરે કેવી રીતે રહી શકો છો ? મહારાજે હસીને ઉત્તર આપ્યો કે-તેનું એજ કારણ છે, કે નિત્યપ્રતિ ખુલ્લા શરીરે રહેવાનો અભ્યાસ ! આપ પણ મ્હોંને અતિ ઠંડીમાં પણ ખુલ્લુ રાખી શકો છો. તેનું કારણ પણ તેજ છે. તેવી રીતે હું આખા શરીરને ખુલ્લુ રાખી શકું છું, છતાં પણ મને શીત સતાવી શકતી નથી.

તપસ્યાના દિવસોમાં શ્રી દયાનંદ મહારાજ ઉદર-પોષણને માટે અન્નાર્થે પણ નગરમાં કોઇક વખત જ આવતા હતા. જંગલનાં ફલ-ફળ ઉપર પોતે નિર્વાહ કરતા હતા. કોઈ મનુષ્ય જો કંઈ લુખો સુકો ખોરાક ત્યાં આવી આપી જાય તો તે અન્નાહાર કરતા. ઘણા દિવસો

તો તે નિરાહારી જ રહેતા, પણ અન્ન માગવા જતા નહિ. તેમણે રસનેન્દ્રિયને એટલી તો વશ કરી હતી કે, યદિ કોઈ બળેલી રોટી ખાવા આપે તો પણ તેનાથી પોતાનો નિર્વાહ ચલાવતા. જે કોઈ ગમે તેવો ખોરાક પ્રેમપૂર્વક પ્રથમ આપી જાય તેનો અંગિકાર કરતા. ચાહેતો બીજી વખત કોઈ ઉત્તમ સ્વાદિષ્ટ ભોજન લાવે તો તેને તેઓશ્રી અડકતા પણ નહિ.

ચાસી ગામના વૈરાગી બાવાએ વિચાર કર્યો કે—આ સંન્યાસી જનતા ઉપર પોતાનો પ્રભાવ જમાવશે જેથી મારી આજીવિકા બંધ થઈ જશે, આથી તેણે યુક્તિ રચી કે દયાનંદના ભક્તો ભોજન લાવીને આપે. તે પહેલાં દરરોજ સડેલા ચણા તથા કાચા રોટલા લઈને જવા લાગ્યા. સ્વામીજી મહારાજતો તેની આ સામગ્રીથી પોતાનો વ્યવહાર ચલાવવા લાગ્યા. અને પાછળથી આવતી ઉત્તમોત્તમ સામગ્રીને હાથપણ અડકાડતા નહિ. આથી તે બાવા ઉપર એવો તો પ્રભાવ પડયો કે પોતાની વિરોધ–બુદ્ધિ તજી દઈને મહારાજની સેવા–સુશ્રુષા કરી જન્મ સાફલ્ય કરવાનો વિચાર કર્યો. ત્યારથી તે મનસા–વાચા–કર્મણા મહારાજનો પરમ ભક્ત બની ગયો. ઈતિ.



# દ્વિતીય બિન્દુ.

## ઈશ્વર–સ્તુતિ અને પ્રાર્થના.

પરમાત્મ–પ્રેમને જાગૃત કરવાને માટે સાધુ પુરુષોમાં સ્તુતિ અને પ્રાર્થનાનો મોટો પ્રભાવ મનાય છે. આત્મિક આકાશમાં ઉડવાને માટે મનરૂપી પંખેરાની સ્તુતિ તથા પ્રાર્થના એ બે પ્રબલ પાંખો છે. તેના વિના અન્ય બધાં સાધનો નીરસ દેખાય છે, અને આધ્યાત્મિક વિકાસ મંદ પડી જાય છે.

પરમહંસ શ્રી દયાનંદ મહારાજ જ્યારે સ્તુતિ–પ્રાર્થનાના મંત્રનું ઉચ્ચારણ કરતા હતા, ત્યારે શ્રોતા જનો, પ્રેમરસના એક સાગરમાં જાણે સ્નાન કરી રહ્યા હોય તેમ જણાતું હતું. કેમકે મહારાજશ્રીના શબ્દો સજીવ હતા; વાક્યોમાં ભાવ ઓતપ્રોત ભરેલો જણાતો. તેમનો એકએક શબ્દ શ્રોતાજનોના હૃદયને સ્પર્શ કરતો હતો, તે વખતે, તે અપૂર્વ ભક્તિ–રસના પ્રવાહમાં શ્રોતાજનો એવાતો નિમગ્ન થઈ જતા હતા, કે તેમને સ્થળ તથા વખતનું પણ ભાન રહેતું નહિ. તેમનું ચિત્તલીન થઈ જતું હતું. જ્યારે ઉપદેશનો આરંભ કરતા ત્યારે પ્રથમ **ओ३म्**નો ઉચ્ચાર કરતા. તે એટલો તો મનમોહક મંત્રનો આકર્ષક ઉચ્ચાર નીકળતો કે મધુરી બંસીના નાદથી જેમ હરિણ તથા સર્પ ડોલે છે, તેમ શ્રોતા જનો પણ તે મનોમોહક સ્વરથી ડોલતાં હતાં.

ભગવન્ દયાનંદ મહારાજે પોતાની જીવનયાત્રા પૂર્ણ કરતી વખતે ઈશ્વરની લીલાનું જે મહત્વપૂર્ણ વર્ણન કર્યું છે, તે તેમની પ્રભૂ–પ્રાર્થના, પ્રભૂ–પરાયણના, તથા પ્રભૂ–પ્રેમનું જ્વલંત પ્રમાણ છે. પ્રમાણરૂપે નિમ્ન પ્રાર્થના આપવામાં આવે છે.—

“ હે પ્રાણપતે ! પ્રાણ–પ્રિય, પ્રાણાધાર, પ્રાણજીવન,, આપના વિના, મારો સહાયક અન્ય કોઈ પણ નથી. સ્વામિન્ ! હું અત્યંત

દીન ભાવે એક વર માગું છું, કે હું આપની આજ્ઞાથી એવું બળ પ્રાપ્ત કરૂં, કે–આપનાથી ભિન્ન અન્યકોઇ પદાર્થમાં યત્કિંચિત પ્રેમ ન કરૂં."

"હે પરમાત્મન્! સત્–ચિત્ત,–આનંદ–સ્વરૂપ, નિત્ય–શુદ્ધ–બુદ્ધ મુક્તસ્વભાવ, હે અજ, નિરંજન, નિર્વિકાર, સર્વાન્તર્યામિન્, સર્વાધાર જગત્પતે, સકલ–જગત્–ઉત્પાદક, હે અનાદિ વિશ્વંભર, સર્વવ્યાપિન્, હે કરુણામૃતવારિધે,...આપ સર્વને જોનાર છો, અવિનાશી છો, આશ્ચર્ય–ગુણ, આશ્ચર્ય–શક્તિ, આશ્ચર્ય–સ્વરૂપ, તથા સર્વોત્તમ છો. આપની સમાન કોઇ જ નથી, તેમ આપથી મહાન પણ કોઇ નથી."

"હે જગદીશ ! દિવ્ય ગુણો સહિત, હમારા હૃદયમાં પ્રગટ થાઓ ! હે પ્રાણ–પ્રિય ! પોતાના ભક્તોને પરમ–આનંદ પ્રદાન કરવાનું આપનું સત્ય–વ્રત છે. આપનાથી રક્ષિત–પાલિત, અમે લોકો સદૈવ ઉત્તમ કામોમાં ઉન્નતિ કરીએ તથા પરમાનંદને પ્રાપ્ત કરીએ."

"હે સર્વજ્ઞ ! આપજ સ્તુતિ કરવાને યોગ્ય છો, સત્પુરુષોના પ્રતિપાલક પણ આપજ છો, અમોને સુંદર સુખ આપનાર પણ આપ છો. હે પ્રભો ! અમો આપને સર્વોપરિ તથા સર્વ સ્થળે વિરાજમાન્ માનીએ છીએ. હે–દયાનિધે ! આપની કૃપાથી અમારા ઉપર કૃપા કરો કે જેથી અમે અવિદ્યાન્ધકારમાંથી નીકળી વિદ્યારૂપી સૂર્યને પામી શકીએ, અને પરમાનંદને ઉપલબ્ધ કરીએ.

"હે સુખપ્રદ ઈશ્વર ! આપ કૃપયા અમારા હૃદય–દેશમાં એવું રમણ કરો, કે જેમ આકાશમાં સૂર્યનાં કિરણો રમણ કરી રહ્યાં છે. જ્ઞાનમાં વિદ્વાનોનાં મન રમણ કરે છે, તથા જેમ નિજ નિવાસ–મંદિરમાં મનુષ્યોનું મન રમણ કરે છે."

"હે દયાનિધે ! આપ દેવોના પણ દેવ છો, દેવોને પરમાનંદ આપનાર છો, સઘળાંના સુખકારી સખા છો, અતી શોભાધામ તથા સુશોભાના દાતા છો. આપ આપની શક્તિ વડે સઘળાંના હૃદય–મંડલમાં, નિત્ય સત્યોપદેશ કરી રહ્યા છો, આપના અનુગ્રહથીજ અમે પરસ્પર પ્રેમ–પ્રીતિપૂર્વક રહી શકીએ છીએ; સદૈવ આપની જ સ્તુતિ–

પ્રાર્થના તથા ઉપાસના અમે કરીએ. આપને પિતા, માતા, બંધુ, તથા રાજા માનીએ, તથા સ્વામી અને સહાયક પણ આપને જ ગણીએ. આપનેજ સર્વના સુખદાતા, સુહૃદ્ તથા પરમ ગુરુ સમજીએ. આપની તુલ્ય તથા આપનાથી અધિક અન્ય કોઇને પણ કદાપિ ન ગણીએ. ક્ષણ–માત્રને માટે પણ અમે આપને ન ભૂલીએ. હે કરુણા-મય ! જે પ્રમાણે માતા–પિતા પોતાનાં સંતાનોનું પાલન કરે છે, તે પ્રમાણે આપ પણ અમારૂં સદૈવ પાલન કરો. ”

“ હે ન્યાય–પ્રિય ! અમોને પણ ન્યાયકારી બનાવો. હે ધર્મા-ધીશ ! અમોને પણ ધર્મમાં સ્થિર કરો. હે સર્વ મિત્ર ! સઘળાં પ્રા-ણીઓ મને મિત્ર–દષ્ટિથી દેખે, અર્થાત સર્વ મનુષ્ય મારા મિત્ર બની જાય. મારાથી કોઈ પણ યત્કિંચિત પણ વેર–વિરોધ કરે નહિ. હે પરમાત્મન! આપની કૃપાથી હું પણ સચરાચર જગતને નિર્વૈરતાથી મારા પ્રાણ સમાન પ્યારૂં સમજું. અમે સઘળા પ્રાણધારી, પરસ્પર નિષ્પક્ષ, પ્રેમ–પ્રીતિયુક્ત વર્તન કરીએ. કોઇની સાથે અન્યાય યુક્ત વ્યવહાર કદાપિ ન કરીએ. આપના અનુગ્રહથી અમે એક બીજાના પ્રેમી, રક્ષક, અને સહાયક બનીએ. તથા પુરૂષાર્થી બનીએ અને એક બીજાનું દુઃખ જોઇ શકીએ નહિ. અમારા દેશવાસીઓને પરસ્પર પ્રેમ–બદ્ધ બનાવો, તથા પાખંડ રહિત અને નિર્વૈર બનાવો.”

“ જે સઘળા પદાર્થોથી સર્વોપરી સમર્થ, સચ્ચિદાનંદ સ્વરૂપ, નિત્ય–શુદ્ધ–બુદ્ધ–મુક્ત સ્વભાવવાળા છે. જે કૃપા–સાગર, પૂર્ણ ન્યાય-શીલ, અજર, અમર, નિરાકાર, અને ઘટઘટના સાક્ષી છે; જે સઘ-ળાના ધર્તા, પિતા, ઉત્પાદક, પોષણકર્તા, સકલ ઐશ્વર્યયુક્ત, શુદ્ધ સ્વરૂપ, અને પ્રાપ્તિની કામના કરવાને યોગ્ય છે; તે પરમાત્મદેવના ચેતન સ્વરૂપને અમે હૃદયમાં ધારણ કરીએ. તે પરમાત્મા, અમારા આત્મા, તથા બુદ્ધિના અન્તર્યામી સ્વરૂપ છે. માટે હે પ્રભો ! અમોને દુષ્ટાચાર અને અધર્મ–યુક્ત માર્ગથી હટાવીને શ્રેષ્ઠાચાર અને સન્માર્ગ ઉપર ચલાવો. ” इति —



# તૃતિય બિન્દુ.

## " ભક્તિ. "

આ ભવસાગરથી પાર પામવાને માટે ભગવદ્‌ભક્તિની સમાન અન્ય કોઇ નૌકા નથી. ભક્તિ–ધર્મ ભક્તના જીવનને કોમલ, સુંદર, અને રસમય બનાવે છે, તેમાં કરૂણા, કૃપા તથા પરોપકારનો ભાવ ભરે છે, તથા નમ્ર, સુશીલ અને વિનીત બનાવે છે. દીન–દરિદ્રોનાં દુઃખ દૂર કરવાને માટે ભક્તિ રસથી રંગાયલો મનુષ્યજ પોતાનો પ્યારો પ્રાણુ પીડિત પ્રાણીનાં દુઃખ નિવારણુ કરવાને માટે પરિત્યાગ કરવાને તૈયાર થઇ જાય છે. આજ સુધી સંસારમાં ભક્તિમય ધર્મથી જ સઘળા સુધારા થયા છે. શા માટે ન થાય ! કારણુ કે તે પરમાત્મ પ્રેમના માર્ગ ઉપર સ્થિર છે. આશાવાદની જડ છે.

ભક્તિ–ધર્મમાં પરોપકારાદિ, સાર્વજનિક, કાર્યો પણુ સમ્મિલિત છે; પરંતુ પરમાત્માના વિશ્વાસનું, તેના સ્મરણુનું, ચિંતનનું અને આ-રાધનાનું મુખ્ય સાધન ભક્તિ જ છે. મહર્ષિ દયાનંદ ભક્તિ–ધર્મનાં બધાં અંગોનું પાલન કરવાનું ભાર પૂર્વક કહેતા હતા. મહર્ષિનો ઇશ્વ-રમાં એટલો બધો વિશ્વાસ હતો કે પરમાત્માની ઉપસ્થિતિ સદા પોતાના અંગસંગમાં સમજતા હતા. ધ્રુવ તથા પ્રલ્હાદની માફક મહર્ષિ દયાનંદ પણુ પ્રથમાવસ્થામાંજ પરમાત્માની પ્રાપ્તિને માટે સર્વ ત્યાગી થઇ ગયા હતા. કિંતુ કૈવલ્ય–પદ ઉપર પહોંચ્યા પછી જડભરત તથા જનકની માફક રાત–દિન બ્રાહ્મી સ્થિતિમાં રહ્યા કરતા હતા. એ કારણુથી તે એટલા નિર્ભય, નિર્લેપ અને નિર્દ્વંદ્વ હતા, કેઃ—

એક વખત સ્વામી શ્રી દયાનંદ ફરૂખાબાદથી કોઇ એક સમીપના ગ્રામમાં જનાર હતા. તે જે શેઠને ત્યાં ઉતરેલા હતા તે દુર્ગાદાસ શેઠે ગાડીની આગળ પાછળ બબ્બે હથિયારબંધ સિપાઇઓ ગોઠવી દીધા.

મહારાજે હસતાં હસતાં કહ્યું કે શેઠજી ! વિના અપરાધે મારી આસ-પાસ આવો આકરો પહેરો શામાટે રાખવામાં આવ્યો છે ? શેઠે નમ્રતા પૂર્વક જણાવ્યું કે—

"ગુરુદેવ ! અહીંના ઘણા દૃષ્ટ માણસો આપની પરોપકારમયી, કારુણિક કાયાને કષ્ટ દેવાનો અવસર તાકતા બેસી રહ્યા છે, એવા દુષ્ટોના મલિન મનોરથ પૂર્ણ થાય માટેજ આ અંગરક્ષકો રાખવામાં આવ્યા છે." સ્વામીજીએ કહ્યું " શેઠજી ! આપ લોકોમાં તો હું થોડાં વરસ થયાં વિચરૂં છું, કિંતુ જ્યારે પ્રથમ હું એકાકિ અવધુત દશામાં રહેતો હતો, તે વખતે પણ મારી મત મતાન્તરોની નિઃસંશય સમાલોચના સાંભળીને સહસ્ત્રો માણસો ચિડાયા કરતા હતા. મને મારપીટ કરવાના પ્રત્યેક ઉપાય ઉપયોગમાં લાવવા તત્પર રહેતા હતા. બતાવો શેઠજી ! તે વખતે મારૂં રક્ષણ કોણ કરતું હતું ?

શેઠજીએ પ્રણામ કરીને કહ્યું કે " મહારાજ ! તે વખતે આપની કુશલતાનું વિધાન કરનાર સઘળાંના પાલક પોષક, પરમાત્મ દેવ હતા." સ્વામીજીએ કહ્યું " મહાશય ! તે પ્રભુનો રક્ષામય, હાથ, અત્યારે પણ મારા શિર ઉપર જ છે; હું તે જ ભુવન–ભાવન–ભગવાનના ભરોંસા ઉપર રહીને નિર્ભય વિચરૂં છું. આપ આપના અંગ રક્ષકોને ગાડીથી અલગ કરી લો."

એક સમયનું વર્ણન છે, કે કાશીપુરીની બહાર આનંદોદ્યાનમાં શ્રી દયાનંદજી મહારાજ વિરાજમાન હતા. તેમની સમીપ તેમના શિષ્ય બલદેવ હાંફતાં હાંફતાં બોલ્યા કે "પ્રભો ! આજે અમારા નગરમાં ગંભિર હલચલ મચી રહી છે; બધા સામ્પ્રદાયિક સંત, મહન્ત, અને પંડિત સુસજ્જિત થઇને આપના ઉપર આક્રમણ કરવા આવી રહ્યા છે, અહીં આવીને તેમની શિષ્યસેના જે અવજ્ઞા કરે તે થોડી છે; કમકે કાશીના તોફાની લોકોને કોઈ વાત અસંભવ નથી. અર્થાત્ તે તોફાન કરવામાં મશહુર છે. યદિ આપ ફરૂખાબાદ હોત

તો આવા સમયે એ ચાર સેવકો આપની રક્ષાને અર્થે આવવા સંભવ હતો; પણ અહીં તો શ્રી સંત એકાકી છે." શ્રી મહારાજે ગંભિરતાપૂર્વક કહ્યું કે–"બલદેવ! ગભરાઓ નહિ; હું એકલો છું એમ ધાર નહિ, મારી સાથે પરમ સહાયક પરમાત્મા છે, તેમનાથી કોણ અતિ બલિષ્ઠ છે કે જેનો ડર રાખી શકાય? તેમને આવવા દો; જુઓ શું થાય છે?"

સ્વામીજીને દૃઢ વિશ્વાસ હતો, કે યત્નશીલ જનને શુભકાર્યમા ઈશ્વર સહાયતા કરે છે. પોતાની આ ભાવના આ પ્રમાણે પ્રગટ કરે છે, કે–"પ્રભુએ મનુષ્યોમાં જેટલું સામર્થ્ય રાખ્યું છે, તેટલો પુરુષાર્થ અવશ્ય તેમણે કરવો, તેથી અધિક કાર્યની ઇચ્છાને માટે ઇશ્વરની સહાયતાની ઇચ્છા કરવી ઉચિત્ છે. સર્વ મનુષ્યોએ ઇશ્વરની સહાયતાની ઈચ્છા કરવી, કેમકે તેમની સહાયતા વિના ધર્મનું પૂર્ણ જ્ઞાન અને તેનું પૂર્ણ અનુષ્ઠાન કોઈ વખત પણ થઈ શકતું નથી".

સ્વામી દયાનંદજી, અન્ય ભગવદ્ભક્તોની માફક કૃપાવાદી હતા. **"यमेवैष वृणुते तेन लभ्यः"** "જે મનુષ્ય ઉપર જગદીશ્વર કૃપા કરે છે, તેજ તેને પામે છે". આ વાક્ય ઉપર તેમની ધ્રુવ–ધારણા (અચળ શ્રદ્ધા) હતી. ભક્તિ–યોગના આ ભાગને આ પ્રમાણે બતાવ્યો છે–"પરમેશ્વર સર્વના માતા–પિતા સમાન છે, આ સઘળી તેમની પ્રજા છે; સર્વ ઉપર તે નિત્ય પ્રતિ કૃપાદૃષ્ટિ રાખે છે; તે પરમકૃપાળુ પ્રભુએ પ્રજાના સુખાર્થ કન્દ–મૂલ, ફલ–ફૂલાદિ નાના મોટા પદાર્થો રચ્યા છે." "જે મનુષ્યો, પરમ દયામય પ્રભુની આજ્ઞામાં રહે છે, તે સર્વાનન્દનો સદૈવ ભોગ ભોગવી શકે છે; જે જન ભગવાનનો ભક્ત છે, તે સદા સુખી રહે છે. સઘળાના પિતા, અને પરમગુરુ પરમાત્માએ અમોને સઘળા વ્યવહારો અને વિદ્યાદિ પદાર્થોનો ઉપદેશ કર્યો છે, જે વડે અમે વ્યવહાર–જ્ઞાન તથા પરમાર્થ–જ્ઞાન મેળવીને પરમ સુખી થઇ શકીએ છીએ".

ચાંદાપુરમાં સ્વામી શ્રીએ જગતકર્તાની કૃપાનું વર્ણન આ શબ્દોમાં કર્યું હતું, કે–"પ્રાર્થનાનું એ ફળ છે, કે–જ્યારે કોઈ મનુષ્ય પોતાના સાચા મનથી, આત્માથી પ્રાણથી, અને પોતાના બધા સામર્થ્યથી પરમેશ્વરનું ભજન કરે છે, ત્યારે કૃપામય પરમાત્મા તે મનુષ્યને પોતાના આનંદમાં નિમગ્ન કરી દે છે. જેમ નાનું બાળક, ઘરની છત ઉપર અથવા નીચેથી પોતાના માતા–પિતાની પાસે જવા ચાહે છે, ત્યારે તેનાં માબાપ, પોતાનાં હજારો કામો છોડીને દોડતાં આવીને તે બચ્ચાને પોતાની ગોદમાં લઈ લે છે; એ ભયથી કે મારો પ્રિય પુત્ર છત ઉપરથી પડી ન જાય; તેજ પ્રમાણે પરમ કૃપાનિધિ પરમાત્માની તરફ યદિ કોઈ સાચા આત્મ–ભાવથી જવા ધારે છે, તો તે પણ પોતાના અનન્ત શક્તિમય હાથોથી તે જીવને ઉઠાવીને સદાને માટે પોતાની ગોદમાં રાખી લે છે. પછી તેને કોઇ પ્રકારનું કષ્ટ પડવા દેતા નથી. અર્થાત્ તે જીવ સદા આનંદમાં જ રહે છે. પરમાત્મા માતા–પિતાની માફક પોતાના ભક્તોને સદા સુખ–સમ્પન્ન કરવાની કૃપા કરે છે".

ભક્તિ–માર્ગમાં નામ–સ્મરણ–જપ–નું ઘણું મહત્વ માનવામાં આવ્યું છે. પતંજલિ મુનીએ પણ **"तज्जपस्तदर्थं भावनम्"** પ્રણવનો જપ અને તેના અર્થોનું ચિંતન બતાવીને નામ–સ્મરણની મહત્તા બતાવી આપી છે. મનુ મહારાજે પણ જપ–આરાધનને આત્મ–કલ્યાણનું એક ઉત્તમ સાધન બતાવ્યું છે; તથા પાપ–તાપથી પરિત્રાણ પામવાનો એક પવિત્ર ઉપાય પણ તેજ ( નામ–સ્મરણ ) બતાવ્યો છે. પ્રાચીન તથા આધુનિક સમયના સન્તો આ બાબતમાં એક મત થાય છે, કે આત્મિક વિકાસના સાધનોમાં સહજાભ્યાસ ( સ્મરણ ) એ એક સીધો, સરલ, સુલભ, અને સુગમ સાધન છે.

આ બાબતમાં શ્રી સ્વામીજી મહારાજે આ પ્રમાણે ઉપદેશ કર્યો છે, કે–"તેના નામનો જપ અર્થાત્ સ્મરણ તથા તેનો અર્થ–વિચાર

કરવો જોઇએ". જે પુરુષ સંન્યાસ લેવા ચાહતો હોય, તેણે ત્રણ દિવસ સુધી ફક્ત દુગ્ધપાન કરીને ઉપવાસ કરવા; ભૂમિ ઉપર સૂઇ જવું, પ્રાણાયામ, ધ્યાન, તથા એકાન્ત-સ્થળમાં રહીને **ओ३म्** નો જાપ કરતા રહેવું". જે ફક્ત જાણવાની ઇચ્છાથી ગૌણ સંન્યાસ ધારણ કરવા માગતો હોય, તે પણ વિદ્યાનો અભ્યાસ, સત્પુરુષોનો સંગ, યોગાભ્યાસ, **ओं**કારના જપ તથા તેના અર્થ-પરમેશ્વર સંબંધી વિચાર-કર્યા કરે".

સ્વામી વિરજાનંદ સરસ્વતી જે મહર્ષિ દયાનંદના ગુરુજી હતા. તેમણે ઘણા વખત સુધી ગંગા નદીમાં ખડે પગે રહીને પ્રણવ જપ કર્યા હતા. તે જ પ્રમાણે સ્વામીશ્રી પણ બદરીનારાયણમાં રહીને તે ઇષ્ટ મંત્રનો જપ કરતા હતા. યજ્ઞોપવીત ધારણ કરનાર પાસે પ્રથમ ગાયત્રી મંત્રનું પુરશ્ચરણ કરાવવું આવશ્યક હોવાથી જ મહારાજ શ્રી યજ્ઞોપવીત આપતાં પૂર્વે ગાયત્રીનું પુરશ્ચરણ કરાવતા હતા.

ગંગારામ નામના એક સજ્જનને ઉપદેશ આપતાં મહારાજ શ્રીએ કહ્યું હતું, કે—"કામ-વાસના જીતવાનો એ ઉપાય છે, કે-બને ત્યાં સુધી એકાન્ત સ્થાનમાં રહેવું, નૃત્યાદિ કોઈ વખત જોવું નહિ. અનુચિત રૂપનું જોવું, અનુચિત્ શબ્દો સાંભળવા, અને અનુચિત વસ્તુઓનું સ્મરણ કરવું; આ બધું ત્યાગ કરવું જોઇએ. નિયમ પૂર્વક જીવન વ્યતીત કરવું જોઈએ. મનુષ્ય જેટલી વાસનાની તૃપ્તિના યત્ન કરશે, તેટલી તેની શાંત ન થતાં વધુને વધુ વાસના વધતી જવાની; એટલા માટે વિષય-વાસનાનું ચિત્તમાં ચિંતન પણ કરવું ઉચિત્ નથી. જીતેન્દ્રિય બનવાની ઇચ્છા રાખનારને તો રાતદિન પ્રણવ-જાપ કરવા એજ ઉચિત્ છે. યદિ રાતમાં જપ કરતાં આલસ્ય આવે તો બે કલાક ગાઢ નિંદ્રા લેવી પુનઃ પાછા જપ શરૂ કરવા. **इति**—



# ચતુર્થ બિન્દુ.



## ઉપાસના.

પરમહંસ દયાનંદ ઉપાસના–કાણ્ડનું પૂરેપૂરૂં પાલન કરનાર હતા. તેમની ધ્યાનાવસ્થિત મૂર્તિને જોઇને ભક્તજન પ્રેમભાવથી ગદ્‌ગદ્ થઇ જતા હતા. તેમને વનસ્થાનોમાં, નિર્જન પ્રદેશોમાં એકાન્તમાં, શાન્ત કુટિરોમાં, વૃક્ષોના મૂલમાં, સ્વચ્છ સુંદર શિલાઓ ઉપર, નદીઓના તટ અને ભાગીરથીના વિમલ, શુદ્ધ વાલુ ( રેતી ) ઉપર અચળ સમાધિસ્થ જોઇને પ્રેમીજન પરમ શ્રદ્ધામય થઇ જતાં હતાં. શ્રી સહજાનંદે મહારાજને ઉદયપુરના ઉદ્યાનમાં જ્યારે પ્રથમ વખત ઉપાસનાના પરમ–પદ ઉપર પહોંચેલા જોયા ત્યારે તેમના હૃદય–દેશમાં શ્રદ્ધા–ભક્તિના સ્રોત ખુલી ગયાં. તેજ વખતે તે મહારાજના ચરણોમાં પડી ગયા, અને ત્યારથી તેમના પરમભક્ત બની ગયા.

સહજાનંદે એક વખત પોતાના ગુરુદેવને ચોવિસ કલાકની લાંબી સમાધિમાં નિમગ્ન, પ્રશાન્ત, અકમ્પ, અને તૂર્યા–અવસ્થામાં જોયા હતા. તેમની ધ્યાન–ધારણાનાં વર્ણનો તેમના જીવન–ચરિત્‌માં ઘણાં છે.

ઉપાસના સંબંધમાં શ્રીમુખનાં વચન આ છે—"જે મનુષ્ય સાચા પ્રેમથી, ભક્તિ ભાવથી, પરમેશ્વરની ઉપાસના કરે છે, તે ઉપાસકોને, પરમ કૃપામય, અન્તર્યામી, પરમેશ્વર, મોક્ષ–સુખ–સમ્પન્ન કરીને સદાને માટે આનંદી કરી દે છે. "એમાં સંદેહ નથી કે જે મનુષ્ય પોતાની સઘળી વસ્તુઓ પરમેશ્વરને સમર્પિત કરી દે છે, તેને પરમ કારુણિક પરમાત્મા સંપૂર્ણ સુખ–પ્રદાન કરે છે. જે મનુષ્ય પૂજવા યોગ્ય પ્રભુનું, પોતાના હૃદય–રૂપ આકાશમાં ભલી ભાંતી, પ્રેમ, ભક્તિ અને સત્યાચરણ દ્વારા પૂજન કરે છે, તેજ ઉત્તમ મનુષ્ય છે".

ધારણાનું વર્ણન કરતાં કહ્યું છે, કે—

"મનને નિશ્ચય કરીને તેને નાભિ, હૃદય, મસ્તક. અને જીભના અગ્રભાગ આદિ દેશોમાં સ્થિર કરીને ૐકારનું ચિંતન કરવું તેને ધારણા કહે છે". ધારણાનું ફળ બતાવતાં કહ્યું છે, કે "પરમેશ્વરના સ્વરૂપમાં મન તથા આત્માની ધારણા હોવાથી વ્યાવહારિક અને પારમાર્થિક વિવેક બરાબર વધતો રહે છે, ઈશ્વરમાં વિશેષ ભક્તિ હોવાથી મનનું સમાધાન થાય છે. ત્યારે મનુષ્ય સમાધિ–યોગને શિઘ્ર પ્રાપ્ત કરી લે છે".

મહારાજનો ધ્યાન સંબંધી ઉપદેશ આ પ્રમાણે છે–" એકાન્ત સ્થાનમાં આસન સ્થિર કરીને પોતાના મનને શુદ્ધ કરીને આત્માને સ્થિર કરવો. પોતાની ઇન્દ્રિયો અને મનને સચ્ચિદાનંદ સ્વરૂપ પર-બ્રહ્મમાં નિમગ્ન કરીને સમ્યક પ્રકારથી ચિંતન કરવું. પરમાત્મામાં જ પોતાના આત્માને જોડવો તે પરમેશ્વરની સ્તુતિ, પ્રાર્થના અને ઉપાસના વારંવાર કરીને આત્માને ભલીભાંતિ લવલીન બનાવવો." આ પ્રમાણે ઉપાસના આરાધના કરવી. "જેનાવડે ઉપાસકના મનની એકાગ્રતા, પ્રસન્નતા, અને યથાર્થ જ્ઞાન ઉપલબ્ધ થાય, તેના હૃદયમાં પરમાત્માનો પ્રકાશ, પ્રેમ અને ભક્તિ આદિ ગુણ વધતા જાય છે.". "પ્રાણાયામ–પૂર્વક ઉપાસના કરવાથી, આત્માના જ્ઞાનને આવૃત્ત કરનાર અજ્ઞાન નિત્ય પ્રતિ નષ્ટ થવા લાગે છે, અને આત્મ જ્ઞાનનો પ્રકાશ ધીરે ધીરે વધતો જાય છે. પોતાના આત્મામાં જે આનંદસ્વરૂપ અન્તર્યામી પરમેશ્વર વિદ્યમાન છે, તે સ્વરૂપમાં નિમગ્ન થવું જોઇએ." વિમલ ગંભિર નીરમાં સ્નાન કરનાર માણસ જે પ્રમાણે વારંવાર ડૂબકી મારીને ઉપર આવે છે, અને નીચે જાય છે; તેજ પ્રમાણે પરમેશ્વરમાં પોતાના આત્માને વારંવાર નિમગ્ન કરવો તે અત્યંત ઉચિત છે. ધ્યાન અને આશ્રય ને યોગ્ય, અંતર્યામી, વ્યાપક પરમેશ્વરના પ્રકાશમય–આનંદમય સ્વરૂપમાં સુવિમલ વિચાર, અને પરમ-ભક્તિવાળા ઉપાસકને એ પ્રમાણે પ્રવેશ કરવો જોઇએ કે–" જે પ્રમાણે સાગરમાં નદીઓ પ્રવેશ કરે છે. ધ્યાન-

કાલમાં ધ્યાતાને પોતાના ધ્યેય, પરમાત્માથી અતિરિક્ત બીજી કોઇ પણ વસ્તુનું સ્મરણ–ચિંતન કરવું ઉચિત્ નથી."

નાડીઓમાં ધ્યાન–ગંગાઆદિ ઇંડા, પિંગલા, સુષુમ્ના, કૂર્મ એ જઠરાગ્નિની નાડીઓનાં નામ છે. તેમાં ધ્યાન ધરવાથી, અર્થાત્ અભ્યાસ કરવાથી–ઉપાસકનાં સર્વ દુ:ખ દૂર થઇ જાય છે. ઉપાસના–ધારણા નાડીઓ દ્વારા કરવી પડે છે. ઇડા અને પિંગલા એ બે નાડીઓ જ્યાં મળે છે, તે સંગમસ્થાનનું નામ સુષુમ્ના છે, તે સંગમમાં સ્નાન કરવાથી અર્થાત્–યોગાભ્યાસ કરવાથી–ઉપાસક જન-શુદ્ધ થઈ જાય છે. તદન્તર પરમ પવિત્રરૂપ પરમાત્મદેવને પ્રાપ્ત કરીને સદા આનંદમાં રહે છે."

સંકેત રૂપથી અનાહત નાદનું નિરૂપણ–મુખ અને જીવ્યાના વ્યાપાર વિના પણ મનમાં વિવિધ વ્યવહારોના વિચાર અને શબ્દોચ્ચારણ થતા રહે છે. કાનને આંગળાંથી બંધ કરીને અંદર થતા અવાજને સાંભળો, માલુમ પડશે કે મુખ, જીભ આદિને હલાવ્યા સિવાય શબ્દોચ્ચારણ થતા સંભળાય છે."

પરમાત્માના ધ્યાનમાં નિમગ્ન રહેનાર ઉપાસકની સિદ્ધ–અવસ્થાનું શ્રી સ્વામીજી મહરાજે આ પ્રમાણે વર્ણન કર્યું છે, કે—"જે પ્રમાણે પ્રચંડ અગ્નિ કુંડમાં તપાવેલું લોઢું પણ અગ્નિ જેવું લાલ થઇ જાય છે, તેજ પ્રમાણે જે અવસ્થામાં ઉપાસક પોતાના દેહાદિના અભ્યાસને ભૂલી જાય છે, અને પરમાત્માના જ્ઞાનથી ઝળઝળી ઉઠે છે, અને તેના પ્રકાશથી, સ્વરૂપથી, આનંદથી, જ્ઞાનથી પોતાના આત્માને પરિપૂર્ણ કરી લે છે, તે શાન્ત અવસ્થાને સમાધિ કહે છે."

ધ્યાન અને સમાધિમાં શો ભેદ છે તેને ભગવાન દયાનંદજીએ આ પ્રમાણે બતાવ્યો છે–"ધ્યાન અને સમાધિમાં કેવલ એટલોજ ભેદ છે, કે ધ્યાનમાં **ધ્યાતા**–ધ્યાન કરનાર **ધ્યાન** અર્થાત્ જે મનથી ધ્યાન કરવામાં આવે છે, અને **ધ્યેય** અર્થાત્ જે વસ્તુનું મન ધ્યાન

કરે છે, એ ત્રણે ફેરફાર થતા માલુમ પડે છે, પણ સમાધિમાં તો કેવલ આત્મા પરમાત્માનો જ વિચાર કરે છે, અને તે આનંદ સ્વરૂપમાં નિમગ્ન થઈ જાય છે. ત્યાં ધ્યાતા, ધ્યાન અને ધ્યેયનો ભેદ–ભાવ રહેતો નથી. ”

પ્રશંસિત શ્રી પરમહંસજીએ ઘર–બારી લોકોને માટે ઉપાસનાનો જે માર્ગ બતાવ્યો છે, તે ઘણો સુગમ, સરળ અને આદરણીય છે. તે કહે છે કે–“ સ્ત્રી પુરુષોએ સદા રાત્રીએ ૧૦ વાગે સુઈ જવું જોઇએ; તથા પ્રાતઃકાલમાં ચાર વાગે બ્રાહ્મ મુહુર્તમાં ઉઠવું જોઇએ. ઉઠતાંની સાથે પ્રથમ ઈશ્વરનું ચતન કરવું પછી ધર્મ અને અર્થનું ચિંતન કરવું. તે આખા દિવસમાં જે કાર્યો કરવાનાં હોય તેનો અગાઉથી વિચાર કરી દરેક કાર્યને માટે સમય નિયત કરી નાંખવો જોઇએ. ધર્મ તથા અર્થનાં કાર્યો કરતાં યદિ કોઈ કષ્ટ–કલેશ થાય તો પણ તે આરંભેલા કામને કદાપિ છોડવું નહિ. વ્યવહારિક તથા પારમાર્થિક કાર્યની સિદ્ધિને માટે ઉદ્યોગ કરવો અને સાથે સાથે ઈશ્વરની સ્તુતિ, પ્રાર્થના, ઉપાસના કરવી. પરમેશ્વરની કૃપાદષ્ટિ તથા સહાયતાથી મહાન કઠિન કામો પણ ઘણી સુગમતાથી પાર પડે છે. આ પ્રમાણે પ્રથમ પરમાત્માની સ્તુતિ–પ્રાર્થના થવી જોઇએ. તત્ પશ્ચાત્ શૌચ દંતધાવન તથા સ્નાન કરવું. ત્યાર પછી એક યા દોઢ કોસ દૂર જંગલમાં જઇને યોગાભ્યાસની રીતિએ ઉપાસના કરવી. સૂર્ય ઉદય થતાં ઘેર પાછા આવી જવું. અને પછી સંધ્યોપાસના આદિ નિત્યકર્મ યથાવિધિ કરવાં. સંધ્યોપાસનામાં કમમાં કમ ત્રણ અને અધિકમાં અધિક એકવીસ પ્રાણાયમ વિધિપૂર્વક કરવાજ જોઇએ. જે મનુષ્ય ધર્માચરણથી ઈશ્વર અને તેના આદેશમાં અતિ પ્રેમ કરે છે, અને હૃદયરૂપ વિમલ વનમાં રાત દિન રહે છે. તે પરમેશ્વરની સમીપ વાસ કરે છે. ” **ઇતિ—**

# પંચમ બિન્દુ.

## વેદ–ભક્તિ.

મહર્ષિ દયાનંદનું અવતરણ વેદોની, વૈદિક ધર્મની અને વૈદિક સભ્યતાની રક્ષાને માટે થયું હતું. તે કર્તવ્ય–કર્મનું પાલન કરવામાં સ્વામીશ્રીએ ભરસક પુરુષાર્થ કર્યો છે. કોઈ પ્રયત્ન બાકી રાખ્યો નથી. તે પરમ કર્મ કરતાં કરતાં કાર્ય–ક્ષેત્રના આકાશમાં ઘણી વખત નિરાશારૂપી સઘન ઘોર વાદળ ઘેરાઈ આવતાં હતાં. વિરોધ રૂપી આંધીઓએ ભૂતલાકાશને એકાકાર કરી દીધું હતું. નાના નાના મત-રૂપી નદી–નાળાં પણ તેમના માર્ગમાં વિઘ્ન નાખતાં હતાં. કિંતુ આ તરફ પણ નિર્દ્વન્દ્વ દણ્ડી સંન્યાસી દયાનંદજી એવા હતા કે જે સુખ–દુઃખ, જીવન–મરણ, શિતોષ્ણ અને માનાપમાનને સમાન જાણીને વૈદિક સંસ્કૃતિની રક્ષામાં રાત દિવસ તત્પર રહેતા હતા. તે પોતાની ધર્મ–ધારણામાં એક આંગળ પણ આઘાપાછા ખસ્ય નહિ હતા. જ્યારે તેમને માલુમ પડ્યું કે શ્રીમતિ બ્લેવેટસ્કી વેદોને ઈશ્વરાદેશ તરીકે સ્વિકારતાં નથી, ત્યારે તેમણે થિયોસોફિકલ સોસા-યટી અને આર્યસમાજનો સંબંધ–તાર તુરત તોડી નાખ્યો. બંગા-ળના બ્રહ્મોસમાજીઓએ ધારેલું કે સ્વામીજી વેદ–વિશ્વાસ ઢીલો કરી દે ( ઓછો કરી દે ) તો ઠીક, પરંતુ તે તેમણે માન્યું નહિ. એ કાર-ણથી સર્વ પ્રાર્થના સમાજીઓએ તેમની સાથે ઉદાસિનતા બતાવી. પંજાબના બ્રહ્મ–સમાજીઓએ તો ઘણા આદરથી સ્વામીજીને લાહોર બોલાવેલા, અને સ્વામીશ્રીના ખાન–પાન તથા આવવા જવાના ખર્ચનો સર્વ બોજો પોતે ઉઠાવવાનું વચન આપેલું પણ તેમનાં વ્યાખ્યાનો ઉપરથી તેમને લાગ્યું કે સ્વામીજી તો પરમ વેદ–ભક્ત છે. ત્યારે તે એટલા તો વિરોધી બન્યા કે પોતાના આમંત્રિત અ-તિથિનો અન્ન–જલનો પણ આદર–આતિથ્ય કરવાનું છોડી દીધું.

મહામુનીએ લાહોરમાં:લંગરમસ્તી-ભૂખ્યા રહેવું તે તો સહન કરી લીધું, પણ પોતાના ઉદ્દેશ્યથી, લક્ષ્યથી, શ્રદ્ધા-વિશ્વાસથી સિથિલ થઇને બ્રહ્મોસમાજીઓ સાથે સંધિ નહિ કરી.

મહારાજનો દૃઢ વિશ્વાસ હતો કે પરમાત્માએ ચારે વેદોનો પ્રકાશ ચાર ઋષિઓના અન્તઃકરણમાં કર્યો હતો. તેના સ્પષ્ટિકરણને માટે જે દૃષ્ટાંત આપ્યું છે તેનો સાર આ પ્રમાણે છે-"જે પ્રમાણે કોઇ વાજીંત્ર વગાડે અથવા કાષ્ટપુતળીને નચાવે તો તે ક્રિયા વાજીંત્ર તથા કાષ્ટપુતળીની ન કહેવાય, કિંતુ વગાડનાર તથા નચાવનારની કહેવાય. તે પ્રમાણે વેદોનો પ્રકાશ ઋષિઓમાં પ્રભુએ કર્યો. તેમાં ઋષિઓ તો માત્ર નિમિત્ત-માત્ર હતા." "ઇશ્વર સર્વ-શક્તિમાન તથા સર્વ-વ્યાપક છે. અંદર તથા બહાર વ્યાપ્ત હોવાથી વેદોપદેશને માટે પ્રભુને મુખાદિ ઇન્દ્રિયોની જરૂર નહિ હોતાં અનેક વિચાર તથા શબ્દોચ્ચારણ મનુષ્યોના હૃદયમાં કરી શકે છે. કાનોને આંગળાંથી બંધ કરીને સાંભળવાથી જણાય છે, કે-મુખાદિની ચેષ્ટા વિના કેવા શબ્દો સંભળાય છે ? જે પ્રમાણે એ શબ્દો બહારની પ્રેરણા વિના થાય છે તે જ પ્રમાણે અન્તર્યામીરૂપથી જગદીશ્વરે જીવોને વેદોપદેશ કર્યો છે." વેદાર્થ-જ્ઞાનનો આદેશ સઘળા મહર્ષિ-મંડલના મનમાં થાય છે-"ધાર્મિક, યોગી, મહર્ષિજન, જે સમયે જે મંત્રનો અર્થ જાણવાની જીજ્ઞાસાથી ધ્યાનાવસ્થિત થઈને પરમાત્મ-સ્વરૂપમાં સમાધિગત થયા, ત્યારે પરમેશ્વરે તેમના ઉપર અભીષ્ટ મંત્રોના અર્થોનો પ્રકાશ કર્યો. તે વેદાર્થને ઋષિ-મુનિઓના ઇતિહાસ સાથે મિલાવીને ઋષિઓએ બ્રાહ્મણગ્રંથો રચ્યા. બ્રાહ્મણગ્રંથો વેદોના વ્યાખ્યાનગ્રંથો છે." જેમ આપ્તપુરુષોનાં વચનો પ્રમાણભૂત ગણાય છે, તેજ પ્રમાણે સઘળાંના ગુરુ, પરમઆપ્ત પરમેશ્વરનો ઉપદેશ પણ પરમ પ્રમાણ ગણવોજ જોઈએ.

વેદના મુખ્ય તાત્પર્યને, વેદના મુખ્ય અર્થને, તથા વેદની

મુખ્ય પ્રવૃત્તિને, જે શબ્દોમાં સ્વામીજીએ વર્ણવી છે, તેનો બધો સાર—મર્મ—આ છે—" પરમેશ્વર ત્રણે કાલના વ્યવહારોને યથાવત્ જાણે છે, તેજ સર્વના કારણ, આનંદમય તથા સુખ સ્વરૂપ છે. સર્વ શક્તિમાન પરબ્રહ્મ પણ તેજ છે. **ओ३म्—खम्** આદિ પ્રભુના નામો છે. તેમાંજ સર્વ વેદોનું તાત્પર્ય સમાયેલું છે. તેની પ્રાપ્તિ કરાવવામાં બધા વેદ પ્રવૃત્ત છે. તેની પ્રાપ્તિની સન્મુખ અન્ય કોઇ પદાર્થની પ્રાપ્તિ ઉત્તમ નથી. આ દૃષ્યમાન જગત પરબ્રહ્મને પ્રકાશિત કરી રહ્યું છે."

" સઘળાં વેદ—વાક્યોમાં વિશેષે કરીને પ્રભુનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું છે, પરંતુ કોઇ ઠેકાણે સાક્ષાત રૂપથી તથા કોઇ ઠેકાણે પરંપરારૂપથી અતએવ તે પરબ્રહ્મ એજ વેદોનો પરમ અર્થ છે. પરમેશ્વરજ વેદોનો મુખ્ય અર્થ છે. તેથી પૃથક જે આ જગત છે, તે વેદોનો ગૌણ અર્થ છે. આ બંનેમાં પ્રધાન અર્થ જ ગ્રહણ કરવો જોઇએ. આનો સારાંશ એ છે, કે—વેદોનું મુખ્ય તાત્પર્ય પરમેશ્વરને પ્રાપ્ત કરાવી આપવું તથા તેનું અસ્તિત્વ બતાવવું એ છે.

સ્વામીજી મહારાજ વૈદિક સંસ્કૃતિના પ્રબલપોષક હતા. વેદોના ભાવોને લઇને, ઉપવેદ, વેદાંગ તથા ઉપાંગ આદિ જે આર્ષ ગ્રંથ બનેલા છે, તે સર્વે વૈદિક સંસ્કૃતિની સુકોમળ, સુકુસુમિત તથા અતિ સુંદર શાખાઓ છે. વિવિધ પ્રકારના બહુ મૂલ્ય મણિ—મુક્તાઓથી ભરેલા ભંડાર જે આર્ષ સાહિત્ય છે, તે વૈદિક સંસ્કૃતિના ઉજ્વલ અંશ છે. સ્વામીજી આર્ષ—સાહિત્ય સરોવરને સુરક્ષિત રાખવાને માટે સદા સન્નદ્ધ રહ્યા કરતા હતા. કોઈ પણ આર્ષગ્રંથનો અનાદર કરતા નહિ હતા; કિંતુ તેને પ્રમાણ તરીકે સ્વિકારતા હતા. તેમના ઉપદેશોમાં વૈદિક સંસ્કૃતિ એક સુગઠિત, સુપુષ્ટ તથા પરમ સુંદર શરીર છે. વેદ તેનો મુખ્ય મેરૂ—દંડ છે, આર્ષગ્રંથ તેનાં અંગ તથા ઉપાંગ છે. યદ્યપિ મેરૂ—દંડની સાથે જોડાયલાં અંગ—ઉપાંગ

પણ શોભાશાલી તથા સમાદર ગણાય છે; પરંતુ અંગ–ઉપાંગ મુખ્ય ભાગથી પૃથક પડી જાય તો તેનું મહત્વ ઘટી જાય છે. સઘળા આર્ષ–ગ્રંથો પ્રમાણિક છે તો પુરા પણ ત્યાં સુધી કે–જ્યાં સુધી તેમાં વેદ વિરૂદ્ધ વાતો ન આવી હોય. અર્થાત્ જે ગ્રંથમાં વેદવિરૂદ્ધ વાતો નથી તેજ આર્ષગ્રંથ કહેવાય.

આર્ષગ્રંથો તથા શુદ્ધ તર્કને વેદોના અર્થ કરવામાં મહર્ષિ કેટલા સહાયક સાધન સમજતા હતા, તેનો પુરો પ્રકાશ તેમના આગલા ઉપદેશમાંથી માલુમ પડે છે– જ્યાં સુધી સત્ય પ્રમાણ તથા સુતર્કની સહાયતા ન લેવામાં આવે, વેદ–વાક્યોના પૂર્વાપર પ્રકરણોનું વ્યાકરણ સમજાય નહિ, શતપથ આદિ બ્રાહ્મણ-ગ્રંથો, મિમાંસા આદિ શાસ્ત્રોનો તથા શાખાંતરોનો રીતસર અભ્યાસ ન કર્યો હોય તથા ઉત્તમ સંતજનોની સુશિક્ષા, સત્સંગથી નિષ્પક્ષ ન્યાય બુદ્ધિ, તથા આત્મશુદ્ધિ પ્રાપ્ત ન કરી હોય, તથા મહર્ષિઓએ કરેલાં વ્યાખ્યાનોને ન જોયાં હોય અને પરમાત્મદેવ જ્યાં સુધી અનુગ્રહ ન કરે, ત્યાં સુધી યથાર્થ વેદાર્થનો પ્રકાશ થઈ શકતો નથી. સઘળા આર્ષ–વિદ્વાનોનો એ સિદ્ધાંત છે કે–પ્રત્યક્ષાદિ પ્રમાણોથી યુક્ત જે તર્ક છે, તેજ મનુષ્યોને માટે ઋષિ છે."

શ્રી સ્વામીજી મહારાજ કહેતા હતા કે સર્વત્ર સત્ય સમાન છે, અને તેજ વૈદિક જ્ઞાન કહેવાય છે. આ સંબંધમાં શ્રી મુખનાં વચનો આ છે—

"જે પ્રમાણે સાચું પ્રયોજન ઇશ્વરોપદેશથી સિદ્ધ થાય છે, તેવું અન્ય કોઈના વચનથી થઈ શકતું નથી. કેમકે–ઇશ્વરોપદેશ ભ્રાન્તિ–રહિત તથા સર્વથા સત્ય જ હોય છે, બીજા કોઈનાં વચનો ગમે તેવાં હોય પણ પ્રભુની તૂલ્ય આવી શકતાં નથી. જે આત્મ–જ્ઞાની પુરુષ આપ્તજનોના ગ્રંથનો જ્ઞાતા યદિ વેદોના અર્થોને ઠીક રીતે સમજીને કંઇ કહેતો હોય તો તેનું કથન સત્યજ હોય છે, અને

કેવલ પોતાની કલ્પના માત્રથી કહેતો હોય તો તે વચનોમાં પૂર્ણ સત્યતા હોતી નથી હાં ! જ્યાં જ્યાં સત્ય દેખાય છે, સાંભળવામાં આવે છે, ત્યાં ત્યાં તે સત્ય જ્ઞાન વેદોમાંથી જ ગયેલું છે. જે બુદ્ધિ-શાળી મનુષ્ય હઠ—દુરાગ્રહ કર્યા સિવાય સત્યજ્ઞાનને સમજવાની કોશિષ કરે છે, તેઓ વેદમતથી ભાગ્યેજ વિમુખ રહી શકે છે. વેદ વિદ્યાનું ફળ શ્રી મહારાજ આ પ્રમાણે વર્ણન કરે છે—

"બ્રહ્માંડમાં જેટલા ઉત્તમ પદાર્થો છે તે સઘળા પદાર્થોની જો પ્રાપ્તિ થાય, અને તેથી જે સુખ થાય, તે સુખ સુવિદ્યા—પ્રાપ્તિના સુખના હજારમા હિસ્સાની પણ બરાબર આવી શકે તેમ નથી."

મનુષ્ય શરીર ધારણ કરવાનું ફળ સ્વામીજી મહારાજ આ પ્રમાણે બતાવે છે—"ઈશ્વરોપદેશરૂપ વેદોથી કર્મ, ઉપાસના તથા જ્ઞાન એ ત્રણે કાણ્ડોનું અનુષ્ટાન, આ લોકના વ્યવહારોના ફળની સિદ્ધિને માટે તથા યથાર્થ ઉપકાર કરવાને માટે, સઘળાં મનુષ્યોએ પુરુષાર્થથી કરવું જોઈએ. મનુષ્ય દેહ ધારણ કરવાનું ઉત્તમ ફળ એજ છે." इति—



# ષષ્ઠમ્ બિન્દુ.



## શિક્ષા.

પરમહંસ સ્વામી દયાનંદજી પ્રત્યેક બાલક તથા બાલિકાની સુશિક્ષાના અત્યંત પક્ષ–પોષક હતા. તેમનો એવો મત હતો કે–સુશિક્ષા વિના મનુષ્ય મંડલનો સુધાર થવો અસંભવ છે; તથા તેમનામાં એકતા થવી તે તો નિતાન્ત કઠિન છે. એક ધર્મ, એક ભાષા એક ઉદ્દેસ્ય, તથા એક ભાવ, એ ગુણો કોઇ પણ જાત્તિની ઉન્નતિનાં મુખ્ય સાધન છે. આ સાધનો સુશિક્ષા દ્વારાજ સંપાદન કરી શકાય છે. મહારાજ દયાનંદ સુશિક્ષાનો આરંભ પાઠશાળાથી કરવો એમ માનતા નહિ હતા. તેમનો વિશ્વાસ હતો કે–ઉત્તમ શિક્ષાની અથ–શ્રી ત્યારેજ થાય કે, જ્યારે સંતાનનું માતાની કુખમાં સુરક્ષિત લતાની માફક પાલન થાય. પૈતૃક સંસ્કાર સંતાનને ઉત્તમ યા કનિષ્ટ કરી શકે છે. તે વખતના માતા–પિતાના આચાર–વિચાર, કર્મ–ધર્મ, તથા ભાવના–ભાવનું સંતાન બરોબર અનુકરણ કરે છે. વૈદિક સંસ્કારોની આ વિશેષતા સર્વમાન્ય ગણાવા લાગી છે.

નાનાં બાળકોને માબાપ કેવી રીતે શિક્ષા આપે આ બાબતમાં પરમહંસજીનો ઉપદેશ છે, કે–" માતા બાળકને સદા ઉત્તમ ઉત્તમ વાતો શિખવે, જેથી તેની પ્રજા સભ્ય બનવા પામે; તથા કોઈ પ્રકારની કુચેષ્ટા કરવા ન પામે. જ્યારે બાળક બોલવા લાગે, ત્યારથી તેની માતા એવા પ્રયત્ન કરે કે જેથી બાળકની જીભ કોમળ બને અને શબ્દોના સ્પષ્ટ ઉચ્ચાર કરવા લાગી જાય. જ્યારે બાળક કંઈક અધિક બોલતાં શીખે, ત્યારે તેને સુગમ, સુંદર તથા સરળ વાક્ય બોલતાં શિખવાડવાં. નાના મોટા સાથે મા–બાપ સાથે, પ્રતિષ્ઠિત મનુષ્યો સાથે, રાજા તથા વિદ્વાનો સાથે કેવી રીતે મળવું વાતચીત

કરવી તેવી રીતિ–નીતિની શિક્ષા આપવી. બેસવા ઉઠવાના સભ્યાચાર પણ સમજાવવા ”

“ માતા–પિતાએ એવા પ્રયત્નો કરતા રહેવું કે બાળકો જીતેન્દ્રિય બને, વિદ્યા પ્રેમી બને, તથા સત્સંગમાં રૂચી રાખતાં શીખે, રોવાની, રિસાવાની કુટેવો તેમનામાં આવવા ન પામે. અન્ય બાળકોની સાથે લડાઇ ટંટા કરવા ન પામે. માબાપે એવા તો સ્પષ્ટ વક્તા બનવું કે બાળકો પણ સત્યભાષી તથા નિર્ભય બને. ધૈર્ય રાખવું, સદા સુપ્રસન્ન રહેવું આદિ શુભ ગુણોનો વિકાસ જેટલો બને તેટલો બાળકોમાં માબાપે કરવો. ”

“ જ્યારે પુત્ર પુત્રી પાંચ વર્ષના થાય ત્યારથી તેમને દેવનાગરી લીપિ શિખવાડવી. અન્ય દેશીય ભાષા શિખવાડવી એ પણ ઉચિત છે. તદન્તર એવા શ્લોકો, મંત્રો, સૂત્રો કંઠસ્થ કરાવવાં, કે જેથી તેમને અનેકાનેક ઉત્તમ શિક્ષા મળે. તેમની વિદ્યા વધે, તથા ધર્મ અને પરમેશ્વરમાં પ્રીતિ ઉત્પન્ન થાય; અને માતા–પિતા, આચાર્ય, જ્ઞાની, અતિથિ, રાજા–પ્રજા, કુટુમ્બ તથા બંધુવર્ગ સાથે ઉચિત વર્તાવ કરી શકે. ”

દુર્ગુણોથી બચવા માટેની શિક્ષા આપવી તે ગુરુનું ગુરુત્તર કાર્ય છે. કેમકે–બાલ્યાવસ્થામાં ગુરુજ બાળકના તન, મન તથા મસ્તિષ્કનું નિર્માણ કરનાર તથા તેમને શુભ પ્રવૃત્તિઓમાં જોડનાર છે. આ ઉપર શ્રી સ્વામીજી મહારાજનો ઉપદેશ છે, કે–“ માતા પિતા તથા અધ્યાપકજન બાળકોને ચોરીજારીથી બચવાની સુશિક્ષા આપે. તેમને એવી શિક્ષા આપવી કે તેમની પાસે આલસ્ય, પ્રમાદ આદિ દુર્ગુણો આવવા પામે નહિ. મિથ્યા ભાષણ તથા હિંસા, ઈર્ષ્યા, દ્વેષ તથા મોહ આદિ દુર્ગુણો પણ દૂર થઇ જાય અને સદાચારી બને. ”

શિક્ષાનું એક શ્રેષ્ટ તથા સુંદર અંગ શિષ્ટાચાર છે. ગમે તેટલું

કોઈ ભણ્યો ગણ્યો હોય, શરીરે સુંદર હોય, ઉત્તમ વસ્ત્રો પહેરેલાં હોય, ઉત્તમ અલંકારથી અલંકૃત હોય, પરંતુ યદિ તેનામાં શિષ્ટાચાર ન હોય તો તે સમાજ—સભામાં ઉપહાસને પાત્ર બને છે. પરમહંસજીએ શિષ્ટાચારની શિક્ષાના વિષયમાં ઉપદેશ આપ્યો છે, કે—" બાળકોને સમજવું જોઇએ, કે—પોતે દૃઢ પ્રતિજ્ઞ બને, એ સમજવું જોઇએ કે પ્રતિજ્ઞાભંગ કરવી અર્થાત્ વચન આપ્યા પછી તેને ન પાળવું એ મહાપાતકનું કામ છે. બાળકોએ સદા કૃતઘ્નતારૂપ દોષથી દૂર રહેવું જોઇએ. ક્રોધી ન બનવું, કટુ વચન ન ઉચ્ચારે, સાચાં, શીતળ તથા મધુર વચનોજ ઉચ્ચારવાં, બહુ બકબક તથા વિતંડાવાદ સ્વભાવ ન બનાવે, ઉચિત, હિત તથા મિત ભાષી બનવું. પોતાથી મોટા મનુષ્યોમાં સમાદર ભાવ રાખવો, વયોવૃદ્ધ તથા જ્ઞાનોવૃદ્ધને આવતા દેખીને પોતે ઉભા થઈ વિનયપૂર્વક નમસ્તે કરવા, તથા અભ્યાગમન પૂર્વક તેમનું સ્વાગત કરવું, ત્યાર બાદ યોગ્ય આસન ઉપર તેમને બેસવા વિનંતિ કરવી. તે પછી પોતે બેસવું જોઇએ. કોઇ સભામાં જવાનો પ્રસંગ પડે તો એવા ઠેકાણે પોતે બેસવું કે કોઈ પોતાને ઉઠાડે નહિ. અર્થાત્ પોતાની યોગ્યતા અનુસાર બેસવું. કોઈ સાથે વૈર વિરોધ ન કરવો જોઈએ. પોતે ગર્ભ શ્રીમંત હોય છતાં પણ ગુણોનું ગ્રહણ તથા દોષોનો પરિત્યાગ કરવાનું ન ભૂલવું. સજ્જનોનો સત્સંગ કરવો તથા દુર્જનોનો પરિત્યાગ કરવો. પોતાનાં માતા—પિતા, ગુરુઆદિની તન, મન તથા ધનાદિથી ઉત્તમોત્તમ સેવા સુશ્રુષા કરવી." બાળકોએ એ પણ જાણવું જોઇએ કે " પોતે સદા આજ્ઞાપાલનમાં તત્પર રહેવું, કોઈની કયારેય પણ નિંદા ન કરવી. સદા શાન્ત સ્વભાવ રાખવો. ગુરુજનો સાથે કંઈ પ્રશ્ન પૂછવાનો પ્રસંગ પડે તો હાથ જોડીને પૂછવું. ઉચ્છૃંખલ વૃત્તિ ન રાખવી. વસ્ત્રો સ્વચ્છ રાખવાં તથા નિત્ય પ્રતિ સ્નાનાદિથી પોતાનું શરીર પણ સ્વચ્છ રાખવું. આત્મિક, માનસિક તથા શારીરિક બળ વધારતા જવું." " માતા—પિતા તથા ગુરુજનોએ પોતાનાં

બાળકોને કહેવું જોઇએ કે જે ધર્મયુક્ત કર્મ છે, તેને જ તમે ગ્રહણ કરજો તથા જે દુષ્ટ કર્મ હોય તે છોડી દેજો. જે વાતને સત્ય સમજીએ તે વાત નીડરપણે કહેવી જોઇએ."

સ્વામીશ્રી દયાનંદજી જે સમયમાં કટિ બદ્ધ થઈને કાર્ય–ક્ષેત્રમાં ઉતર્યા હતા, તે સમયમાં ભારતીય ભાવોને માટેની પુરાણી પદ્ધતિ પર ચાલી આવતી શિક્ષા તે અધિકાંશે લુપ્ત થઈ ગઈ હતી. જે રહીસહી હતી તે પણ અંતિમ શ્વાસ લઇ રહી હતી. તે પ્રાચીન શિક્ષા કાંઈ થોડા મનુષ્યોનો ઇજારો ન હતો. તેમાં એ વિશેષતા હતી કે જો તે ઉદાર ભાવોથી આપવામાં આવે તો મનુષ્યોને સાચા મનુષ્ય બનાવતી. ઘણું કરીને પ્રાચીન શિક્ષા સર્વે મનુષ્યોને નિઃશુલ્ક આપવામાં આવતી હતી. ભારતીય ભાવોની શિક્ષાનો અભાવ કરીને તેની ભસ્મ ઉપર જે મોટું ભવન બનાવ્યું હતું, તેનું નામજ **આધુનિક સરકારી શિક્ષા** હતી. તે સરકારી શિક્ષાનું મહામંદિર યદ્યપિ હિંદુઓને આ વખતે મનમોહક લાગ્યું. લાગે છે, પરંતુ થોડા કાલની અનંતર નેતા જનોને સરકારી શિક્ષાની કિંમત તથા મહત્તા સ્પષ્ટ દેખાઈ ગઈ.

આરંભ સમયમાં સરકારી શિક્ષા સરકાર દ્વારા આપવામાં આવતી હતી, પરંતુ ઇસાઇ લોકોએ કેલવણીને પોતાના ધર્મને ફેલાવવાનું એક સબળ સાધન જાણીને તેનો પ્રચાર કરવા લાગ્યા હતા. પ્રથમતો તે સુવર્ણ સદશ્ય માયામૃગે હિંદુઓના મનને મોહિત કર્યું. તેનું પરિણામ એ આવ્યું કે અનેક કુલિન હિંદુઓએ કપડાં. ભાષા તથા રિતરિવાજ આદિમાં પોતાની પ્રાચીન સભ્યતાને તિલાંજલિ આપી. અને ભાવ તથા ભાષામાં ભારે ભેદ ઉત્પન્ન કરી તે એક નવી જાતીની નીવ બનાવવી આરંભ કરી. ઋષિ દયાનંદના કાર્યારંભ કાલમાં આ પરિણામ પોતાના પૂર્ણ રૂપમાં પ્રત્યક્ષ થઇ ગયું હતું. સ્વામીજી મહારાજને આધુનિક શિક્ષાપ્રણાલી એક ભવાઈ જેવી દેખાતી હતી. આર્ય–મર્યાદાના અપહરણાર્થે આવેલો બ્રાહ્મણ ખરેખરો બ્રાહ્મણ

નહિ પણ રાવણુ જણાયો. અર્થાત્ હાલની સરકાર જે શિક્ષા આપવાનો ઢોંગ કરે છે તે ખરેખર ગુપ્ત બ્રાહ્મણુ વેશે આર્ય-મર્યાદાનું અપહરણુ કરી રહી છે.

સરકારી શિક્ષા રૂપી યંત્ર નોકરશાહીની દમન નીતિના સંકુચિત ભાવોરૂપી સાંચાદ્વારા બનાવવામાં આવ્યું હતું, તેથી સરકારી શિક્ષારૂપી યંત્રમાંથી એવાં મનુષ્યો તૈયાર થતાં હતાં, કે સરકારને આધિન રહીને કચેરીઓની ચક્કી ચલાવી શકે તથા અન્ય ઑફિસોમાં ગવર્મેન્ટની જાળના તાણુા-વાણુા ગુંથી શકે. આ શિક્ષણુ અનુદાર તથા બહુ વ્યય-સાધ્ય હતું. તથા ધર્મ અને જાતીય ભાવનાથી નિરાળુ-શુષ્ક હતું. શ્રી સ્વામીજી આ શુષ્ક શિક્ષા પ્રણાલીને મૂળ પાયામાંથીજ બદલવા ચાહતા હતા. એ અભદ્ર ભવનને ઠેકાણે સ્વામીજી મહારાજ વૈદિક સંસ્કૃતિની સર્વાંગસુંદર એક વિશાળ શાળા નિર્માણુ કરવાની સામગ્રી ઉપસ્થિત કરી રહ્યા હતા. તેમનો શિક્ષા સંબંધી વિશુદ્ધ સિદ્ધાંતોનો સાર આ છે—

" વિદ્યાલયમાં સર્વ વિદ્યાર્થીઓને સમાન ખાન પાન, વસ્ત્ર તથા આસન આપવાં જોઇએ. ચાહે તે રાજકુંમાર રાજકુમારી હોય યા દરિદ્ર જનનું સંતાન હોય, સર્વેએ તપસ્વી બનવું એજ ઉચિત છે."

" એવો રાજનિયમ તથા જાતીય નિયમ હોવો જોઇએ કે આઠ વર્ષ પછી કોઇ જન પોતાના પુત્ર પુત્રીને પોતાના ગૃહમાં રાખી શકે નહિ. પાઠશાળામાં અવશ્ય મોકલે. જે માણુસ આ નિયમનું ઉલંઘન કરે તેને દંડ દઇ યોગ્ય શાશન કરવું જોઇએ. અર્થાત્ ફરજીઆત કેળવણીનો કાયદો હોવો જોઇએ. જે માણુસો પોતાનાં સંતાનોને વિદ્યા-દાન દેછે, તથા જે દેશમાં ઉદારભાવથી સાર્વજનિક શિક્ષા અપાય છે, તેમના પ્રતિ મહારાજશ્રીનો ભાવ આ પ્રમાણે હતો-" તે માણુસ ધન્યવાદને યોગ્ય છે-કૃતકૃત્ય છે, કે જે પોતાની સંતાનોનું શારીરિક તથા આત્મિક બલ બ્રહ્મચર્ય તથા ઉત્તમ શિક્ષા,

આપીને વધારે છે. જે દેશમાં બ્રહ્મચર્યનું પાલન. વિદ્યાની વૃદ્ધિ તથા વેદોક્ત ધર્મનું પાલન થાય છે, તેજ દેશ સૌભાગ્યશાળી સમજવો જોઇએ. જે મનુષ્યોનું મન વિદ્યા–વિલાસમાં તત્પર રહે છે; જે સત્ય ભાષણાદિ નિયમોના પાલનમાં તત્પર રહે છે, અભિમાન તથા અ-પવિત્રતાથી પરે છે, અન્યની મલિનતા દુર કરવામાં પ્રયત્નશીલ છે, સત્યોપદેશથી તથા વિદ્યાદાનથી સંસારી જનોનું દુઃખ દૂર કરવામાં સુભૂષિત છે, અને વૈદિક કર્મોદ્વારા પરોપકાર કરવામાં રાત–દિન લાગ્યો રહે છે; તે નરનારીને ધન્ય છે–સહસ્ત્રવાર ધન્ય છે. ”

શ્રી પરમહંસજી વિદ્યારૂપી સુસ્વાદુ ફલના સ્વાદનું વર્ણન કરતાં કહે છે, કે–“ સ્વાર્થ તથા પરાર્થ આ બંને પ્રયોજનો વિદ્યાથી સિદ્ધ થાય છે. એવો આત્મા કયા મનુષ્યનો હશેકે જે સુખ સિદ્ધ કરનાર વ્યવહારોને છોડી દઈને ઉલટાં આચરણો આચરવામાં પ્રસન્ન હોય ? શું યથાર્થ વ્યવહાર કર્યા વિના કોઈને પણ સુખ ઉપલબ્ધ થઈ શકે ખરૂં કે ? શું સુશિક્ષા વિના ધર્મ, અર્થ, કામ, અને મોક્ષની સિદ્ધિ થઇ શકે ? તો શું વિદ્યા–વિહિન મનુષ્ય પશુ સમાન નહિ સમજવો ? સત્યતો એ છે, કે આજ સુધી કોઇપણ મનુષ્યને વિદ્યા વિના સુખ પ્રાપ્તિ થઇ નથી. વિદ્યા–પ્રાપ્તિથી વસ્તુઓનું યથાર્થ જ્ઞાન, વ્યવહારોનો યથાવત બોધ પ્રાપ્ત કરીને પોતે સુખી થઇ શકે છે તથા પરોપકાર દ્વારા અન્યને પણ સુખી કરી શકે છે તે વિદ્યાનું રૂપ છે. જે દેશમાં જે મનુષ્યમાં વિદ્યારૂપી સૂર્યનો અભાવ છે, અને અવિદ્યાન્ધકારની વૃદ્ધિ છે, ત્યાં દુઃખોની પરાકાષ્ટા સમજવી. જ્યાં વિદ્યારૂપી સૂર્ય પોતાના પ્રકાશથી અવિદ્યાન્ધકારને નષ્ટ કરે છે, તે દેશ તથા આત્મામાં સદા આનંદની લહેર ચાલી રહે છે. ” દુઃખોનું નામ નિશાન રહેતું નથી.

સ્વામીજી મહારાજ દેવનાગરી અક્ષરો તથા આર્ય ભાષાના પક્કા પક્ષપાતી હતા. તે ચાહતા હતા કે ભારત વર્ષમાં સર્વત્ર આર્યભા-ષાનો પ્રચાર થવો જોઈએ. પ્રત્યેક આર્યસમાજીઓ માટે આર્યભાષા

શિખવાનું ખાસ વિધાન કરવામાં આવેલું છે. યદ્યપિ સ્વામીશ્રીની પોતાની માતૃભાષા ગુજરાતી હતી. આ ભાષામાં તે પોતાના વિચારો ઘણી સુગમતાથી લખી શકત, પણ તેમણે તેમ નહીં કર્યું. તેમણે પોતાના સંપૂર્ણ પુસ્તકો આર્ય—ભાષામાંજ લખ્યાં તથા છપાવ્યાં. પોતાના જન્મ દેશમાં જઈને અનેક વ્યાખ્યાનો કર્યાં, પણ તે બધા આર્ય ભાષામાંજ. તેમનો એ હેતુ હતો, કે ભારત વર્ષમાં ભાષા—ઐક્યની જરૂર છે, અને તેથી આર્યભાષાનો ફેલાવો કરવામાં પોતે સંપૂર્ણ આદર્શ રૂપ રહ્યા હતા.

એકવાર એક સજ્જન પુરુષે સ્વામીજીને નિવેદન કર્યું કે ભગવન્ —" યદિ આપ આપનાં પુસ્તકોનો અનુવાદ કરાવીને ફારસી ભાષામાં છપાવી દો તો પંજાબ આદિ દેશો કે જ્યાં નાગરી અક્ષરોનો પ્રચાર નથી ત્યાં પણ વૈદિક ધર્મનો ફેલાવો થઇ શકે—"

ઉત્તરમાં સ્વામીજી બોલ્યા, કે—" ભાઇ અનુવાદતો વિદેશિયોને માટે થાય છે. નાગરી અક્ષરો થોડા દિવસોમાં શીખી શકાય છે. આર્યભાષા શીખવી કંઇ કઠિન નથી. અરબી, ફારસી, ભાષા શબ્દો બાદ કરતાં બ્રહ્માવર્તની સભ્ય ભાષા આર્યભાષા છે. આ ભાષા સુકોમલ તથા શિખવામાં સુગમ છે. જે મનુષ્ય આ દેશમાં જન્મ લઈને પોતાની ભાષા શિખવામાં પરિશ્રમ કરતો નથી. તે મનુષ્ય તરફ દેશોન્નતિની શી આશા રાખી શકાય ? તેમને ધર્મની લગન છે તેની પણ શી ખાતરી ? મહાશય ? આપતો અનુવાદ કરાવવાની સંમતિ આપો છો; પરંતુ દયાનંદનાં નેત્રોતો તે દિન દેખવા તલસી રહ્યાં છે. કે જ્યારે કાશ્મીરથી કન્યાકુમારી સુધી અને અટકથી કટક સુધી દેવ નાગરીનોજ પ્રચાર થઇ જાય.

" ભારતવર્ષમાં આર્ય ભાષાનો પ્રચાર થાય એ હેતુથીજ મેં સઘળાં પુસ્તકો આર્ય ભાષામાં લખ્યાં છે તથા છપાવ્યાં છે. " **इति**

# સપ્તમ–બિન્દુ.

## ધર્મ

મહર્ષિ પોતાના ઉપદેશમાં લોક–હિતના સઘળા વિષયો ઉપર બોલ્યા કરતા હતા. સમાજ–સુધાર તથા જાતિ–સુધાર ઉપર પણ વ્યાખ્યાન દેતા હતા. પરંતુ તેમનું મુખ્ય કર્તવ્ય–કર્મ વૈદિક ધર્મનો પ્રચારજ રહ્યું. વૈદિક ધર્મના પ્રચારમાંજ પોતાનો પ્રાણ પણ અર્પણ કરી દીધો. વૈદિક ધર્મની સંરક્ષા કરવામાં કોઇ પ્રયત્ન બાકી રાખ્યો હતો નહિ. ધર્મનું સ્વરૂપ આપશ્રીએ આ શબ્દોમાં આલેખ્યું છે –" ધર્મ તે છે કે જેમાં ઇશ્વરની આજ્ઞાનું ઠીક ઠીક પાલન હોય, નિષ્પક્ષ ન્યાય હોય, તથા સર્વ–હિત કરી શકે તેમ હોય, વેદોક્ત તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સુપરિક્ષિત હોય. મનુષ્યોએ જાણવું જોઇએ કે આવા ધર્મનુંજ પોતે પાલન કરવું." "પક્ષપાતનો પરિત્યાગ કરીને પ્રત્યેક રીતિથી સત્યનું ગ્રહણ તથા અસત્યનો ત્યાગ કરવો તે ન્યાયાચરણ છે. એવું ન્યાયાચરણ તે ધર્મનું સ્વરૂપ કહેવાય છે. એવા ધર્મનું જ્ઞાન મેળવવું, તથા ઠીક ઠીક અનુષ્ઠાન કરવું તે કર્મકાંડનો એક પ્રધાન ભાગ છે. જે પક્ષપાત રહિત ન્યાય છે. સત્યાચરણ તથા અસત્યનો પરિત્યાગ કરવો તેને ધર્મ કહે છે. ધર્મનું આજ સ્વરૂપ સર્વોત્તમ કહેવાય છે. વેદવિહિત કર્મ પણ ધર્મ કહેવાય છે."

સ્વામીજી મહારાજ પરોપકારને પણ ધર્મનું એક પ્રધાન અંગ માનતા હતા. એના ઉપર તેમનો આ ઉપદેશ છે–" પરોપકાર કરવો તે ધર્મ તથા પર–હાનિ કરવી તે અધર્મ કહેવાય છે. જગતમાં એવો કોણ મનુષ્ય છે કે–સુખ પ્રાપ્તિમાં સુખી તથા પ્રસન્ન તથા દુઃખ પ્રાપ્તિમાં દુઃખી ન થાય ! જે પ્રમાણે આપણા ઉપર કોઇ ઉપકાર કરે તો આનંદ થાય છે; તેજ પ્રમાણે અન્યને ઉપકાર કરવામાંજ પોતે

આનંદ માનવો જોઈએ. શું પૃથ્વી ઉપર એવો મનુષ્ય હતો, છે યા થશે કે જે પરોપકાર–રૂપ ધર્મ તથા પરહાનિ–રૂપ અધર્મના વિના ધર્માધર્મનું કોઈ અન્ય સ્વરૂપ કલ્પી શકે ?

શ્રી સ્વામીજી મહારાજની એ ધારણા હતી કે સાચો ધર્મ સર્વમાં એક સમાન હોવો જોઇએ. સાંપ્રદાયિક બંધનો તથા આડંબરોથી ધર્મ બહાર રહે છે, ધર્મની આધાર શિલા સત્ય છે. તે કોઈ પણ વિશિષ્ઠ જાતિના પક્ષની ઉપર વિરાજે છે; એવા સત્ય સ્વરૂપ ધર્મનું વર્ણન આ પ્રમાણે કર્યું છે–" તેજ સનાતન તથા નિત્ય ધર્મ કહેવાય છે કે–જે સ્વતંત્ર સિદ્ધાંત છે, સાર્વજનિક ધર્મ છે; જેને સર્વ સજ્જનો પરાપૂર્વથી માનતા આવ્યા છે; જેના વિરોધી કોઇ પણ હોઇ શક્તા નથી; જેને આપ્તજન સત્યવાદી, સત્યમાની, સત્યકારી, પરોપકારી તથા વિદ્વાન સ્વિકાર કરે છે. જે કર્મ સઘળાની અવિરૂદ્ધ છે તથા આત્માને અનુકૂળ છે, તે ધર્મ કહેવાય છે. "

" સર્વ દેશના મનુષ્યો તથા મતાવલમ્બી સજ્જનોને સત્ય બોલવું કબુલ છે, તે એવું નથી ચાહતા કે તેમની સાથે કોઈ મિથ્યા વ્યવહાર કરે, છલકપટથી વર્તે, હાનિ પહોંચાડે, પીડા કરે, ધનધાન્યનું અપહરણ કરે, માન મર્યાદાનો ભંગ કરે, બસ આવાંજ સિદ્ધાંતો સર્વ માન્ય સમાજ ધર્મના હોય છે; અને તે ધર્મજ સર્વ સ્વિકારે છે.

" જે કર્મ પક્ષપાત–રહિત ન્યાયરૂપ છે, સત્યાચરણ છે, ઇશ્વરાજ્ઞાનું પાલન છે, પરોપકારનું કર્તવ્ય છે તે ધર્મ કહેવાય છે; તેથી ઉલટાં કર્મ અધર્મ કહેવાય છે. વિરોધજનક કર્મ પણ ધર્મમાં ગણાતાં નથી. અન્ય મનુષ્યોના જે વ્યવહારથી પોતે સંતુષ્ટ થાય, તેવો વ્યવહાર અન્ય મનુષ્યો સાથે પોતે ચલાવવો તે ધર્મ કહેવાય છે. જેવો ભાવ અંતઃકરણમાં હોય તેવો ભાવ વાણીદ્વારા પ્રગટ કરવો, તદનુસાર કર્મ કરવાં, વિચારવાન તથા વિવેકી બનવું તે ધાર્મિક જીવન. કહેવાય છે. "

પરમહંસશ્રી દયાનંદજી આચારવાન વ્યક્તિનો અતિ આદર કરતા હતા. તે સદાચારનો નિત્ય પ્રતિ ઉપદેશ કરતા હતા. તેમના સદુપદેશરૂપી સુશીતલ સ્વચ્છ જલમાં સ્નાન કરીને ઘણા મનુષ્યો પોતાનો જન્મ સફળ બનાવી ગયા. સંસાર સાગર તરી ગયા. દુરાચારની મહાવ્યાધિના નિવારણાર્થે તેમનો ઉપદેશ રામબાણ હતો. એક વખત એક યુવક પોતાના એક વેશ્યાસક્ત યુવાન મિત્રને સ્વામીજીની સમીપ લાવીને કહેવા લાગ્યો કે મહારાજ! આપ સદુપદેશ દ્વારા આ પાપીનો ઉદ્ધાર કરો. મહારાજ પોતાના નેત્રોની હિત ભરી જ્યોતી તેના મુખમંડલ ઉપર પાડીને ઉપદેશ દેવા લાગ્યા—" સૌમ્ય યુવકો! તમામ વ્યસનો બુરાં છે, પરંતુ તે સર્વ વ્યસનોમાં વેશ્યાતો સર્વનાશ કારિણી છે. એ કુ–વ્યસનથી સુરાપાનની ટેવ સહજમાં પડી જાય છે. સભ્ય વેષ, સભ્ય ભાષા, સભ્યાચાર આદિ સર્વ સદ્‌ગુણો નાશ પામે છે; કુલાચાર ઉપર કઠોર કુઠારાઘાત લાગે છે. રાત દિન રંગ–રાગમાં મગ્ન રહેવાથી વ્યવહારબુદ્ધિનો નાશ થતો જાય છે. વેશ્યા વ્યસની મનુષ્ય ધર્મ–કર્મથી સદા દૂર હઠતો જાય છે. વારાંગના પોતાના વશીભૂત મનુષ્યના મનને બનાવટી પ્રેમ, બહારની વાતો તથા કૃત્રિમ હાવભાવથી સદા ઉત્તેજિત રાખે છે. જેથી વ્યસની લોકો અલ્પ કાલમાંજ પોતાનું તેજ તથા બલ–બુદ્ધિ ખોઇ બેસે છે. વેશ્યાનો પ્રેમ સ્વાર્થ પૂર્ણ હોય છે. જ્યારે સ્વાર્થ–સિદ્ધિ થવાની આશા સરખી પણ જણાતી નથી, ત્યારે તે વાત સરખી કરતી નથી."
" વેશ્યાસક્ત મનુષ્યના પરિવારમાં આચારની શુદ્ધિ રહેતી નથી. તેના વંશનો ઉચ્છેદ થઈ જાય છે. યદિ વંશ નાશ ન થાય તોપણ તેના વંશમાં સદાચારી સંતાનો થવાની આશા રાખવી દુર્લભ છે." મહારાજ આગળ બોલતાં કહે છે કે—" યુવકો! ભલા એતો બતાવો કે યદિ વેશ્યા ગમનથી પુત્રી ઉત્પન્ન થાય તો તે કોની કહેવાય? યુવકોએ ઉત્તર આપ્યો—" તે વેશ્યાસક્ત પુરુષની" ત્યારે સ્વામીજી બોલ્યાકે—" તે બાળા યુવતી થઈને શો ધંધો કરશે?" યુવકોએ ઉત્તર

દીધો–" બીજો શો ધંધો કરે? વેશ્યા બનીને બજારમાં બેસવાની. ત્યારે સ્વામીજીએ મર્મસ્પર્શી શબ્દોમાં કહ્યું કે–" દેખો! આ સંસારમાં કોઇ મનુષ્ય એવું ચાહતો નથી, કે પોતાની પુત્રી વેશ્યા બનીને બજારમાં બેસે; પરંતુ વેશ્યાને અનુકુલ મનુષ્યજ એવા છે; કે પોતાની પુત્રીઓને ખુલ્લી રીતે વેશ્યા બનાવે છે; ચકલામાં બેસાડે છે, તથા દ્વાર દ્વાર ઉપર નૃત્ય કરાવે છે; તમે સર્વ યુવકો શોચો–વિચારો કે શું આ કૃત્ય નિંદનીય નથી?"

આ હૃદયભેદક વાણીથી તે વેશ્યાગામી યુવકનું મન પલટાઈ ગયું, તેણે વેશ્યા વ્યસન રૂપી વિકટ વનને તરત કાપીને પોતે નિર્ભય બન્યો.

સદાચારના સંબંધમાં પરમહંસજીનાં આ વચનો છે–" સૃષ્ટિના આરંભથી અદ્યાપિ પર્યંત સત્પુરુષોના જે આચાર–વિચાર ચાલ્યા આવ્યા છે, કે જે સત્યનું ગ્રહણ તથા અસત્યના ત્યાગ રૂપ કર્મ છે, તેને સદાચાર કહે છે. રાગદ્વેષ, અન્યાય, તથા મિથ્યા ભાષણાદિ દુર્ગુણો–દોષોને ત્યાગીને નિર્વૈરતા, પ્રીતિ, પરોપકાર, સજ્જનતાદિ ગુણોને ધારણ કરવા એ ઉત્તમ આચાર છે."

ધર્મમય કર્મને માટે મહારાજનો આ પ્રમાણે ઉપદેશ છે–"જે કર્મનું વેદ પ્રતિપાદન કરે, મનુસ્મૃતિ ઉપદેશ આપે કે આ કર્મ ધર્મોનુ મૂલ છે, અન્ય આર્ષશાસ્ત્રો સંમતિ આપે, સત્પુરુષોએ જેનું આચરણ કર્યું હોય તથા પોતાના આત્માને અનુકુલ હોય જે કર્મ કરતાં મનમાં ભય, શંકા તથા લજ્જા આદિ ભાવ ઉત્પન્ન ન થાય, તે કર્મ કરવાને લાયક સમજવાં, જે કર્મ આત્માને પ્રતિકુલ હોય–જેને કરતાં આત્મામાં ભય–શંકાઆદિ ભાવ ઉત્પન્ન થતા હોય તેવાં ચોરીઆદિ કુકર્મો કદાપિ કરવાં ન જોઈએ. પણ સમજવું ઉચિત છે કે–ધર્મ પોતાના આત્મા તથા કર્તવ્યની સાથે સંબંધ રાખે છે."

સર્વ નર નારી વિદ્યા તથા ધર્મયુક્ત થઈ શકે છે; યા નથી થઈ શકતાં તેનો સ્વામીજી મહારાજે આ પ્રમાણે નિર્ણય કર્યો છે.

" સર્વ નર–નારી વિદ્વાનજ થાય તે સંભવિત નથી, પરન્તુ યદિ ધાર્મિક બનવા ચ્હાય તો સર્વ બની શકે છે." ધાર્મિક કોણ બનાવી શકે છે ? તેનો ઉત્તર આપતાં કહે છે, કે–" અવિદ્વાન માણસો તો અન્યને ધર્મમાં નિશ્ચય કરાવી શકતા નથી, વિદ્વાન મનુષ્યોજ પોતાનું જીવન ધાર્મિક બનાવીને અન્યને ધર્માત્મા બનાવી શકે છે. ધૂર્ત લોકો ભોળા લોકોને ભ્રમમાં નાંખ્યા કરે છે: પરંતુ તેઓ વિદ્વાનોને પોતાના દાવ–પેચમાં લઇને અધર્મમાં ચલાવવા શક્તિમાન થતા નથી. જેમ કોઇ રસ્તામાં કુપ આવેલો હોય તો પણ તેમાં આંધળોજ પડે છે. જે માર્ગને આંખોથી જોઇને ચાલે છે, તે કુપમાં પડી શકતા નથી. તે પ્રમાણે અબોધ મનુષ્યો તો ભ્રમ–ભંવરમાં પડીને ગોથાં ખાયા કરે છે; પરંતુ સત્યાસત્યનો વિવેક કરનાર વિદ્વાનની તેવી સ્થિતિ થતી નથી. અર્થાત્ વિદ્વાન તેનેજ કહેવો કે જે ધૂર્તોથી ભોળવાઇને ધર્મથી ઉલટાં આચરણો કદાપિ પણ કરે નહિ. "

જે પ્રમાણે ધાર્મિક જીવન બનાવવાને માટે અંતર્મુખ બનવાની, ઇન્દ્રિયોને જીતવાની, મનને સંયમી બનાવવાની, તથા પરમાત્મા સાથે પ્રેમ રાખવાની અત્યંત આવશ્યકતા રહે છે; તે પ્રમાણે પરમાત્મા–ભય,–પરલોક–ભય પણ ધાર્મિક બનાવવામાં પરમ સહાયક છે. ધાર્મિક જીવનને માટે પરમાત્મ–ભય તથા મનુષ્ય–ભયમાં કેટલો ભેદ છે તેનું વર્ણન મહર્ષિ આ પ્રમાણે કરે છે.

" જ્યાં સુધી મનુષ્ય સર્વાન્તર્યામી, સર્વ દર્શી, સર્વ વ્યાપક, તથા સર્વ કામોના સાક્ષી પરમપિતા પરમાત્માથી ડરતો નથી, તથા તે એ નથી સમજતો કે કોઇ કાર્ય એવું નથી કે જે પરમપ્રભુથી છુપુ રહી શકે, ત્યાં સુધી પાપ–કર્મ કરતાં બચવું દુષ્કર છે. આત્મ–ભીરૂ બનીને જે સત્ય વિદ્યા તથા સુશિક્ષા ગ્રહણ કરે છે, સત્સંગનો લાભ ઉઠાવે છે, પુરુષાર્થી તથા ઉદ્યોગી બને છે, ઇંદ્રિઓને વશમાં

રાખે છે, તથા બ્રહ્મચર્યવ્રત પાલન કરે છે; તે ધર્માત્મા બની શકે છે. તેથી વિપરિત આચરણવાળા અધર્મી કહેવાય છે."

"જે મનુષ્ય રાજાદિ અલ્પજ્ઞ મનુષ્યોથી તો ડરે છે, પરંતુ પરમાત્મદેવનો ભય સરખો પણ રાખતો નથી, તેનું ધાર્મિક બનવું સર્વથા અસંભવિત છે. રાજાદિને જોઇને ભીરૂ મનુષ્ય બહારનાં મોટાં મોટાં કુકર્મ કરવાથી રોકાઈ જાય છે, પરંતુ તેના મલિન મનમાં દોષોની દોડાદોડી બરાબર થઈ રહેલી હોય છે. રાજાદિ મનુષ્ય કોઈનું અંતઃકરણ જોઈ શકતો નથી કે તેની અંદર કેવો ભાવ ભરેલો છે: એ કારણથી કોઇ મનુષ્યને પાપરૂપી કીચડમાંથી બહાર કાઢવો તે તેના સામર્થ્યના બહારની વાત છે, પરંતુ વિદ્વાનો કહે છે કે—અંતરની વાત જાણનાર એકતો પોતાનો આત્મા તથા બીજો પરમાત્મા છે. તેનુંજ શાસન તથા ભય પુણ્યોપાર્જનનો પરમ ઉપાય છે. રાજ ભીરૂ મનુષ્ય તો રાજાથી છુપાં અનેક ઘોર પાપ—કર્મો કર્યા કરે છે; પરંતુ આત્મ—ભીરૂને આત્માથી ડરીને ચાલનાર મનુષ્ય એક પણ પાપકર્મ કરી શકતો નથી."

આત્મભીરૂ ધાર્મિકજનને માટે મહારાજના હૃદય—ઉદ્ગાર આ પ્રમાણે છે—" જે બ્રહ્મ વિમલ સુખદાતા છે, પૂર્ણકામ, તૃપ્ત તથા જગત્ વ્યાપ્ત છે, તેજ વેદોદ્વારા પ્રાપ્ત કરવાને યોગ્ય છે, જે મનુષ્યના મન મંદિરમાં એવા બ્રહ્મનો પ્રગટ પ્રકાશ છે, તે નક્કી બ્રહ્માનંદનો ભાગી છે; તેજ સદા સર્વથી અધિક સુખી છે, તેવા મનુષ્યોને ધન્ય છે—સહસ્રધા ધન્ય છે. જે મનુષ્યો આ સંસારમાં પ્રેમપૂર્વક વર્તન ચલાવે છે; વિદ્યા, સુવિચાર તથા સત્સંગમાં પરાયણ રહે છે; ધર્માત્મા નિર્વૈર તથા જીતેન્દ્રિય છે; તથા પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પરમાત્માનો સ્વિકાર કરે છે, તે મનુષ્ય અત્યંત ભાગ્યશાળી છે."

———o———

# અષ્ટમ-બિન્દુ.

## પરોપકાર.

સ્વામીજીની પૂર્વે ભારતવર્ષમાં જેટલા આચાર્ય થયા, તેમણે પરોપકાર, દીનોનો ઉદ્ધાર, અનાથ-રક્ષા, તથા પર-સેવાને ખાસ મહત્વ નહિ આપ્યું હતું; લોકહિતનાં કામોને હાથ લગાડયા નહિ હતા, દીન-દુઃખીની દરિદ્રતા દૂર કરવાની પ્રવૃત્તિ નહિ કરેલી. તેઓ કેવલ આધ્યાત્મિક પક્ષ તથા સામ્પ્રદાયિક ભેદો ઉપર ધર્મ-સુધાર તથા પ્રચાર સમાપ્ત કરતા રહ્યા હતા. તે શ્રેયતો પરમહંસજીને પ્રાપ્ત થયું કે જેમણે લોક-હિતનાં કાર્યો કરવામાં એટલું બળ લગાવ્યું કે જેટલું આત્મ-કલ્યાણને માટે કોઈ લગાવે. તેમણે વૈદિક સંસ્કૃતિરૂપી સિતારના પરોપકારરૂપી તારને નુતન સંસ્કારમાં મેળવીને તેમાંથી સુકોમલ, સુમધુર, તથા અતિ સુંદર-સુરિલો સુર ફરીથી ઉત્પન્ન કરી શકયા. શ્રી દયાનંદ મહારાજ પગથી મસ્તક સુધી, અંદરથી તેમ બહારથી, મન તથા તનથી અર્થાત્ સર્વાંગે પરોપકાર-રૂપ હતા; પરોપકાર-પરાયણ હતા. તેમના આખા જીવનમાં પરોપકારી કલા અધિક ચમકયા કરતી હતી.

મહારાજ પરોપકારનું વર્ણન નિમ્ન શબ્દોમાં કરે છે-" બીજાં પ્રાણીઓના સુખને માટે પોતાના પૂર્ણ સામર્થ્યથી, તન-મન-ધનનો ઉપયોગ કરીને ભારે પ્રયત્ન કરવો તેને પરોપકાર કહે છે." " પરોપકાર એ એક એવું ઉત્તમ કર્મ છે, કે-જેનાવડે દુરાચાર તથા દુઃખ દૂર થઈ શકે છે, અને સદાચાર તથા સુખની પ્રાપ્તિ થાય છે. જે કર્મમાં સર્વનું હિત સમાયેલું હોય તેનો પ્રચાર કરો. પોતાનો સઘળો પુરુષાર્થ અન્ય જીવોના સુખને માટે થવો ઉચિત છે."

ઉપકાર-કર્મથી પોતાને પણ સુખ મળે છે; તથા તે કર્મ સવ

મનુષ્યને કર્તવ્ય-કર્મ પણ છે. " જનતાના સુખને માટે યજ્ઞ કરવામાં આવે છે. તે યજ્ઞનું ફળ યજમાન તથા યજ્ઞકર્તા એ બંનેને મળે છે. તેનું કારણ એ છે, કે-જે માણસ જગતનો જેટલો ઉપકાર કરે છે, તેટલોજ લાભ તેને થાય છે, એવી ઈશ્વરની સુંદર વ્યવસ્થા છે. મનનશીલ, વિચારવાન પ્રાણીને મનુષ્ય કહે છે. જગતમાં જેટલાં દેહધારી પ્રાણીઓ છે, તેમાં મનુષ્યજ ઉત્તમ પ્રાણી છે. તેથી કરીને મનુષ્ય ઉપકાર-અપકારને જાણી શકે છે. "

ક્યા ક્યા પવિત્ર કાર્યોમાં તન, મન, ધન ખર્ચવું જોઇએ તેને માટે સ્વામીજી મહારાજે ઉપદેશ કર્યો છે કે-" વિદ્યાની વૃદ્ધિ, પરોપકાર, અનાથ-રક્ષા, તથા સંબંધી સજ્જનોની સહાયતા કરવામાં દરેક સજ્જને પોતાના તન, મન, ધનનો વ્યય કરવો એ પુણ્ય-કર્મ છે. વિદ્યા-પ્રાપ્તિને માટે પરોપકારી મનુષ્યો એ ઇચ્છવું જોઇએ કે વ્યાયામ, પથ્ય તથા પુષ્ટિકારક ભોજનથી પોતાના શરીરને સદા નિરોગ રાખે, વિદ્યાનો અભ્યાસ ચાલુ રાખે-સદા વિદ્યાર્થી-અવસ્થામાં રહે, જ્ઞાનની વાતોનું મનમાં ચિંતન કરવું, તથા, તથા ધનનો ઉપયોગ પોતાની સંતતિ તથા અન્યજનોને વિદ્યા આપવામાં કરવો તેને પરોપકાર સમજે; પરોપકાર કરવાને માટે શરીરથી અત્યંત ઉદ્યોગ કરવો જોઇએ, મનમાં અત્યંત લગની લાગવી જોઇએ, ધનથી નાના પ્રકારના ઉદ્યોગ-ધંધાની ખીલવણી કરવી, કારખાનાં ખોલવાં કે જેમાં અનેક મનુષ્યો કામ કરીને સુખથી પોતાનું જીવન વ્યતિત કરી શકે, જે પોતાનું પાલન પોતે કરી ન શકે તેવાં બાળકો તથા વૃદ્ધોનું ભરણ-પોષણ કરવું જોઇએ. એ પણ સમજવું જોઇએ કે જેનાં અંગ-ભંગ થઈ ગયાં હોય, જે રોગી હોય એવાં દીન-દુઃખીયાંને, તન, મન, ધનને ખર્ચીને સુખી બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ. આવા મનુષ્યોમાંથી જેમનાથી જે કામ થઈ શકે તેવું કામ તેમની પાસે કરાવવું આવશ્યક છે, કે જેથી આળસુ થઇ બોજારૂપ ન બને.

પોતાનાં સંતાનો, તથા મનુષ્યમાત્રને વિદ્યા ભણાવવામાં યોગ્ય બનાવવામાં, તથા તેમને માટે ખાવા પીવાનો પ્રબંધ કરવામાં યદિ જો પોતાના તન, મન, ધનનો પૂરેપૂરો ઉપયોગ કરી નાંખ્યો હોય તો પણ તે થોડું છે."

શ્રી દયાનંદજી પુરુષાર્થી બનવું શ્રેષ્ઠ સમજતા હતા: આળસુને તે બોજારૂપ માનતા હતા. તેમના વિચારાનુસાર પ્રત્યેક મનુષ્યે પુરુષાર્થી બનવું, ઉદ્યોગી બનવું, પરિશ્રમી બનવું તથા જીવનસંગ્રામમાં સજ્જ સજ્જ રહેવું તે કર્તવ્ય-કર્મ ગણવાં જોઇએ. પોતાની રક્ષા પોતે કરવી. તથા સ્વાવલંબથી જીવન વિતાડવું તે દરેકે પોતાનો ધર્મ ગણવો જોઇએ. ઉદ્યોગના વિષય સંબંધી શ્રીમુખ-વાક્ય આ પ્રમાણે છે-" ઉદ્યોગ પુરુષાર્થને કહે છે. પુરુષાર્થના ચાર ભેદ છે. પ્રથમ-અપ્રાપ્તની પ્રાપ્તિ કરવી, દ્વિતીય-પ્રાપ્ત કરેલી વસ્તુઓની સંરક્ષા કરવી, તૃતીય-રક્ષિત પદાર્થોની વૃદ્ધિ કરવી, અને ચતુર્થ-વૃદ્ધિ પામેલા પદાર્થોનો ધર્મ કાર્યમાં ઉપયોગ કરવો અર્થાત્ જે કર્મ ન્યાયયુક્ત છે, તે દ્વારા અપ્રાપ્તની પ્રાપ્તિ કરવાનો પુરુષાર્થ કરવો, પ્રાપ્ત થયેલા પદાર્થોને નષ્ટ-ભ્રષ્ટ થતા બચાવવા, તેને ધર્મયુક્ત વ્યવહારથી વધારતા જવું, અને તે પદાર્થોનો શુભ કાર્યોમાં વ્યય કરવો-ઉદારભાવથી દાન આપવું-આ ચાર પ્રકારનો પુરુષાર્થ પ્રત્યેક મનુષ્યને માટે આવસ્યક છે."

એક દિવસ એક સાધુએ શ્રી મહારાજને કહ્યું કે-આપ સાધુ-સંન્યાસી થઇને પ્રવૃત્તિમાર્ગમાં શામાટે પડયા છો ? પ્રથમની માફક અવધૂત-વૃત્તિમાં વિચરવું એજ ઇષ્ટ છે. આ પ્રકારના બખેડામાં શું સાર છે ? સ્વામીજી હસીને બોલ્યા-" સાધુજી ! શાસ્ત્રીય પ્રવૃત્તિ પ્રજા-પ્રેમથી પ્રેરિત થઇને સર્વ સાધુ-સંન્યાસિઓએ કરવી પરમ આવશ્યક છે."

સાધુજી બોલ્યા-" પ્રજા-પ્રેમની નવી ઉપાધી શામાટે ગળામાં

ઘાલો છો ? આત્મા સાથે પ્રેમ કરો, કે જેનું વર્ણન શ્રુતીઓ કરી રહી છે." સ્વામીજીએ પૂછયું કે-" મહાત્મન્ ! શું આપ સર્વ-વ્યાપી, ઘટ ઘટના સાક્ષી આત્મા સાથે પ્રેમ કરો છો ?" સાધુએ ઉત્તર આપ્યો " હા ! કરૂં છું." મહારાજ ગંભિરતા પૂર્વક બોલ્યા-"નહિ, આપ તે આત્મા સાથે પ્રેમ કરતા હો તેમ જણાતું નથી, આપને ઉદર નિર્વાહને માટે ભિક્ષાની પણ ચિંતા કરવી પડે છે. પહેરવાનાં વસ્ત્રો ઉજ્વલ રાખવાની ભારે ચિંતા કરવી પડે છે, તમને તમારૂંજ ભરણ-પોષણ કરવાની ચિંતા જણાય છે. શું આપે આપના ગરીબ બંધુઓની કોઇ વખત ચિંતા કરી છે કે, જે આપનાજ દેશનાં સંતાનો લાખોની સંખ્યામાં ભૂખની ચિંતામાં પડીને રાત-દિન બળી રહ્યા છે! આપના દેશમાં સહસ્રો મનુષ્યો એવા પણ છે કે જેમને આ જન્મ-ભરમાં પેટ પુરતું અન્ન ખાવા નથી મળતું ! તેમના શરીર ઉપર મેલાં, ફાટેલાં-ચિથરાં પણ પુરતાં હોતાં નથી ! ! લાખો નિર્ધન-દીન મનુષ્યો ગામનાં ઘેટાં બકરાંની માફક ગંદા કિચડમાં તથા ઘાસ-રોડાંનાં બનેલાં ઝુંપડાંમાં પોતાના દિવસો વિતાવે છે ! ! ! એવા કેટલાય દીન દુઃખીયા ભારતવાસીઓ છે, કે જેમની સાર-સંભાર ભૂલે-ભટકે પણ કોઈ નથી લેતા. ઘણા તો રાજમાર્ગ ઉપર પડયા પડયા બરાડા પાડીને તથા પગ પછાડીને મરણને શરણ થઇ જાય છે; પરંતુ તેમની સાથે વાત કરીને તેમને આશ્વાશન સરખું પણ આપનાર કોઇ નીકળતું નથી. મહાત્મન્ ! યદિ આત્મા સાથે, વિરાટ આત્મા સાથે પ્રેમ કરવો હોય તો પોતાના શરીરની જેટલી સંભાળ રાખીએ છીએ તેટલી સંભાળ અન્યના શરીરની પણ રાખવી જોઇએ. પોતાની ક્ષુધા-નિવૃતિની માફક તેમની પણ ચિંતા કરવી ઉચિત છે. સાચો પરમાત્મ-પ્રેમી જન તો કોઇની સાથે ઘૃણા કરતો નથી; તે ઉચ્ચ તિચની ભેદ-ભાવનાનો સર્વથા ત્યાગ કરે છે; તે અન્યના દુઃખની નિવૃત્તિ તથા કષ્ટ-કલેશ મિટાવવામાં એટલો પુરુષાર્થ કરે છે, કે જેટલો પોતાને માટે કરતો હોય. એવા જ્ઞાની મનુષ્યોજ વાસ્તવમાં

આત્મ-પ્રેમી કહેવડાવવાને અધિકારી છે.” આ પ્રમાણેનો ઉપકારમય ઉપદેશ સાંભળીને સાધુજી શ્રી ચરણોમાં પડીને ધન્યવાદ ગાવા લાગ્યો.

અન્ય પ્રાણીઓને સુખ આપવું, તેમના ઉપર દયા કરવી, એ શ્રી મહારાજ ઉપકાર-કર્મ સમજતા હતા. આ વિષયના સંબંધમાં શ્રીમુખનાં વચનો આ છે-“ તે ધર્માત્મા વિદ્વાનને ધન્ય છે, કે જે ઈશ્વરના ગુણ, કર્મ, સ્વભાવાનુસાર સૃષ્ટિક્રમની અનુકુળ, પ્રત્યક્ષાદિ પ્રમાણો તથા આપ્ત પુરુષોનાં વચનો પ્રમાણે ચાલીને સારા સંસારને સુખ પહોચાડવાનો પ્રયત્ન કરે છે. તે મનુષ્ય શોચનીય છે, કે-જે સ્વાર્થવશ, નિર્દયતાથી બીજાને નુકશાન કરવાની ભાવના રાખ્યા કરતો હોય. પૂજનીય જન એ છે કે, જે પોતે હાનિ વેઠીને પણ અન્યને લાભ પહોંચાડતો હોય: તથા દુષ્ટ જન એ છે, કે જે પોતાને લાભ ભલે ન થાય તો પણ બીજાને નુકસાન પહોંચાડતો હોય. ”

ફરૂખાબાદમાં એક દિવસ દાન-ધર્મ ઉપર વ્યાખ્યાન આપતાં મહારાજ શ્રી બોલ્યા હતા કે-“ અન્ન જલનું દાન કોઈપણ ભૂખ્યા પ્યાસા મનુષ્યને આપવું જોઈએ. આવું દાન પ્રથમમાં પોતાના દીન દુ:ખી પાડોશીને આપવું જોઈએ. પાડોશીની દરિદ્રતા દૂર કરવામાં સાચી અનુકમ્પા તથા ઉદારતા રહેલી છે; આથી વાહ વાહ મળતી નથી, જેથી અભિમાનને સ્થાન મળતું નથી. ”

સમીપ રહેનાર દુ:ખીને જોવાથી તથા પીડિતના દુ:ખનું અવલોકન કરવાથીજ; દયા અનુકમ્પા સહાનુભૂતિ તથા હાર્દિક-ભાવ પેદા થાય છે. જે મનુષ્ય પોતાની સમીપ રહેતા દુ:ખીની સંભાળ લેતો નથી, પણ દૂરનેદૂર વસતા દુ:ખીઓની સંભાળ લેવાની વૃત્તિ રાખે છે, તેનાથી ફક્ત જનતામાં પોતાની કિર્તિ ફેલાય એટલોજ અર્થ સધાય છે, તે દયાવાન અનુકમ્પા કર્તા તથા સહાનુભુતિ-પ્રકાશક કહેવાતો નથી; એવા મનુષ્યનું દાન બહારનો આડંબર માત્ર છે. દાનાદિ પ્રવૃત્તિઓનો વિકાશ દીપકની જ્યોતિની માફક સમીપથી દૂર ફેલાવો

ઉચિત છે. અર્થાત્ જેમ દીપક પોતાની સમીપ પ્રથમ પ્રકાશ ફેલાવે છે, પછી દૂર ફેલાવે છે, તે પ્રમાણે દરેક પોતાની સમીપ વસતા દીન દુઃખીઆની પ્રથમ સંભાળ લેવી જોઇએ." દાન ઉપર બોલતાં આગળ કહે છે કે–"દાન તેને કહે છે, કે જેનો વિદ્યાની વૃદ્ધિના કામોમાં ઉપયોગ થાય, કલા–કૌશલ્યની વૃદ્ધિમાં વ્યય થાય, તથા રોગી, દીન, કોઢીઆ, અને અનાથોને જેમાંથી સહાયતા મળી શકે."

એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે, કે–જે નિર્ધન છે તે અન્નાદિનું દાન કેવી રીતે કરી શકે? ઉત્તર સ્પષ્ટ છે, કે જે મનુષ્ય અન્નાદિનું દાન કરી શકે તેમ ન હોય, તે પોતાનાં પાડોશીના કષ્ટ–કલેશમાં સહાયતા કરે; નિર્બલોને ઉચિત સહાયતા પહોંચાડે, વિપત્તિ તથા આધિ–વ્યાધિ ગ્રસ્ત મનુષ્યોની સેવા કરે, પર–પીડિતો તથા વ્યાકુલ જનો ઉપર પ્રીતિ રાખે; તેમને મીઠા–મધુર શબ્દોથી આશ્વાશન–શાન્તિ આપે; આ સઘળું દાન કહેવાય છે; એટલુંજ નહિ પણ તેવું દાન આત્માસાથે સંબંધ રાખનારૂં દાન કહેવાય છે. આવું દાન નિત્ય પ્રતિ નિર્ધન જનો પણ કરી શકે છે."

શ્રી દયાનંદજીમાં પરોપકારનો ભાવ તો સ્વાભાવિક ભરેલો હતોજ, પરંતુ પોતાની ચારે તરફ દુઃખી–દરિદ્રોને જોઇને અધિક દયા ભાવ ઉત્પન્ન થઈ આવ્યો; નિર્બલો તથા અનાથોનો આર્તનાદ તેમનાથી સાંભળ્યો ન ગયો. તે પ્રાણાર્પણને ભોગે દીન–દુઃખીની વ્હારે ચઢયા. તેમના જીવન રૂપી જહાજના મુખને પરોપકાર ભૂમિની તરફ ફેરવી દીધું, તે મુખ્ય ઘટના આ છે.—

એક દિવસ શ્રી મહારાજ ગંગાતીર ઉપર બેસીને પ્રકૃતિ–દેવીની સ્વાભાવિક સુંદરતા નિહારી રહ્યા હતા. તે સમયે તેમની સામે એક સ્રી. મરણને શરણ થયેલા પોતાના પુત્રને હાથમાં લઇને ગંગામાં પ્રવિષ્ટ થઇ. થોડા ઉંડા પાણીમાં જઇને તેણે બાળક ઉપર લપેટેલું

કપડું ઉતારી લઇને બાળકના મૃતક દેહને "હાય હાય" ના હૃદય ભેદક આર્ત—નાદની સાથે પાણીમાં મૂકી દીધો.

સ્વામીજી મહારાજે ત્યાર પછી જોયું કે તે સ્ત્રી બાળક ઉપરથી ઉતારેલું કપડું પાણીમાં ધોઇને હવામાં સુકવતી રડતી રડતી પોતાના ગૃહ તરફ જવા લાગી. હવે સ્વામી પોતાના હૃદયને રોકી શક્યા નહિ, તેમણે રડતે હૃદયથી કહ્યું કે ભારત—દેશ એટલો નિર્ધન તથા કંગાલ થઇ ગયો છે, કે માતા પોતાના કલેજાના ટુકડાને તો પાણીમાં ફેંકી શકી; પણ કપડાને એટલા માટે ન ફેંકી શકી કે તેને ફરીથી તેટલું કપડું મળવું મુશ્કેલ હતું. આથી વિશેષ દેશની દરિદ્રતાનું દૃષ્ટાંત મળવું મુશ્કેલ છે. મહારાજશ્રીએ તેજ વખતે પ્રતિજ્ઞા કરી કે—" હું સર્વ સાધારણની ભાષામાં વ્યાખ્યાનાદિથી :પ્રચાર કરીને જનતાનાં દુઃખ દૂર કરવાનાં સાધનો ઉપસ્થિત કરવામાં આ દેહનો પૂર્ણ ઉપયોગ કરીશ."

इतिः—



# નવમ બિન્દુ.

——:o:——

## સત્ય

સ્વામીજી મહારાજ પુરાતન સંતોની માફક સત્ય ઉપર આરૂઢ હતા. સત્યના આશ્રય ઉપર રાત–દિન રહેતા હતા. તે સમજતા હતા કે સત્યનો ત્યાગ કરવો, એ કોઈ વસ્તુના અસ્તિત્વનો નકાર કરવા બરાબર છે. એટલા માટે સત્યનો ત્યાગ કરવો, એ આત્મા વિરૂદ્ધ છે: કોરો નાસ્તિક ભાવ છે. જે મનુષ્યો અન્યને ધોખા દે છે, તે જગતમાં નિંદનીય બુરો ગણાય છે. પરંતુ જે મનુષ્ય અસત્ય કર્મથી સત્યાસત્યના સાક્ષી આત્મદેવને છેતરે છે, તે ધર્મથી કેટલો દૂર છે, તે સહજમાં સમજાય તેમ છે. સત્ય ભાષણ ઉપર સ્વામીજી આ પ્રમાણે ઉપદેશ આપતા હતા–" જેવો ભાવ આપણા આત્મામાં હોય, તથા જે વાત અસંભવઆદિ દોષોથી રહિત હોય, તેનો વાણીદ્વારા પ્રકાશ કરવો તે સત્ય ભાષણ કહેવાય છે. સત્યનો નિવાસ મન, કાયા તથા વચન એ ત્રણેમાં હોવો ઉચિત છે. સર્વ મનુષ્યે સત્યની શોધ કરવી, સત્યનો વિચાર કરવો તથા સત્ય કર્મનું આચરણ કરવું જોઇએ. "

મનુષ્યમાં મનુષ્યપણું તેનેજ કહે છે કે, જુઠા વ્યવહારનો સર્વથા ત્યાગ કરીને સાચા વ્યવહારોને સદા ગ્રહણ કરે. સદા સત્યનોજ જય થાય છે. અસત્યનો અંતમાં નાશજ થાય છે. ઋષિજન સત્ય ઉપર નિર્ભર રહીનેજ સત્યના નિધાન પરમાત્માને પ્રાપ્ત કરતા હતા. એટલા માટે સર્વ મનુષ્યોએ સત્ય ઉપર અવસ્યમેવ આરૂઢ રહેવું જોઈએ. એ નિશ્ચિત સિદ્ધાંત છે કે સત્યથી અધિક અન્ય કોઇ ધર્મનું અધિક અંગ નથી. તે જનને ધન્ય છે, કે જે પોતાનો વ્યવહાર સત્યની અનુસાર ચલાવે છે."

સાધારણ જનોમાં એ વિચાર પ્રબલ રૂપમાં જણાય છે, કે

અસત્યની સહાયતા વિના આ સંસારમાં વ્યવહાર ચલાવવો એ દુર્લભ છે. કામ કાજમાં, દુકાનદારીના ધંધામાં અસત્યનો કંઈ નહિને કંઇ વ્યવહાર કરવોજ પડે છે. આ ઉપર સ્વામીજી કહે છે કે–" જે માણુસો એમ સમજે છે કે સત્યથી વ્યવહારનો નાશ થાય છે, અર્થાત્ સત્યથી વ્યવહાર બરાબર ચાલેજ નહિ, તે અજ્ઞાનમાં છે એમ સમજવું સત્ય તો એ છે કે–જ્યારે કોઈ માણુસ એક વખત અસત્ય આચરણ આચરે છે, અને તે બીના જનતા જાણે છે, ત્યારે તેની આખી જીંદગીની સાખ ચાલી જાય છે. કોઇ પણ તેના ઉપર વિશ્વાસ સરખું પણ કરતું નથી. જેથી તેનાં બધાં કામ બગડી જાય છે. એથી ઉલટું જે માણુસ જુઠાં કર્મોનો ત્યાગ કરીને સર્વની સાથે સત્યપૂર્વક વ્યવહાર કરે છે, સત્યજ બોલે છે, તેની પ્રતિષ્ટા વધે છે. જેને પરિણામે લાભજ થયાં કરે છે. નુકશાન તો કયારેય પણ થતું નથી. આ લોક તથા પરલોકનું સુખ સત્યમાંજ સમાયલુંજ છે. એટલા માટે સત્ય વ્યવહાર કરવો એ ધર્મ સમજવો જોઇએ. તેનાથી ધર્મ, અર્થ કામ, મોક્ષની પ્રાપ્તિ થાય છે."

સ્વામીજીની દૃઢ માન્યતા હતી કે, પૂર્વકાલમાં સત્ય એજ સનાતન ધર્મ મનાતો હતો. મનુષ્યમંડલના મનોમય આકાશમાં નાના પ્રકારના મત–મતાંતરોરૂપી મહામેઘે પૂર્વકાલમાં ઉગ્રસ્વરૂપ પકડયું નહોતું. તે સમય સુખ તથા શાન્તિનો સમય હતો. આ સંબંધમાં શ્રી મહારાજનાં આ વચનો છે–" પૂર્વકાલમાં ભૂગોલ ભરમાં વેદોકત મતનો જ પ્રચાર હતો. સર્વની ભાવના વેદોક્ત ધર્મમાં જ હતી. સર્વ મનુષ્યો એક–બીજાનાં સુખ–દુઃખ હાનિ–લાભ પોતાના સમાન ગણુતા હતા; આથીજ સંસારમાં સુખની વૃષ્ટિ થઈ રહી હતી, વર્તમાનમાં તો મતમતાંતરો રૂપી મહામેઘ મનુષ્ય–મંડલમાં પૂર્ણ સ્વરૂપે ચઢાઈ કરી રહ્યો છે; જેને પરિણામે વિરોધ તથા દુઃખ વધી પડયું છે. બુદ્ધિમાનોનું કામ છે કે તેને દૂર કરવાના પ્રયત્નો કરે. પરમાત્મા સર્વ મનુષ્યોને સત્વર સત્ય ઉપર આરૂઢ કરે

કે જેથી મિથ્યા મતમતાંતરો સત્વર દૂર થઇ જાય. સર્વ વિદ્વાનો પરસ્પર મળીને વિવેક વિચારથી વિરોધને વિનષ્ટ કરીને પરસ્પર આનંદિત થાય."

મહર્ષિનું માનવું હતું કે પરસ્પર મળીને વિચાર કરવાથી, સંવાદમાં ભાગ લેવાથી, ભિન્ન ભિન્ન મતોનાં પુસ્તકોનો અભ્યાસ કરવાથી, જીજ્ઞાસુને સત્યજ્ઞાન સ્વયં–આપોઆપ થાય છે. મતવાદની દિવાલમાં પુરાઈ રહેવું, હઠરૂપી દોરીથી પોતાની વિવેક બુદ્ધિને બાંધી રાખવી, અન્ય મતના સત્ય સિદ્ધાંતો જોવામાં નેત્રોને બંધ રાખવાં, પક્ષપાતમાં કુપ–મેંડક ( કુવાનો દેડકો ) બની બેસવું, તથા એક ક્ષુદ્ર જલ જંતુની માફક ગાગરને સાગર માની બેસવું; આ સર્વ દોષો ઉન્નતિ માર્ગમાં એક કંટક સમાન છે. ઉપરોક્ત ભાવોને સ્વામીજી મહારાજનાં વચનો પુષ્ટ કરે છે–" જ્યાં સુધી વાદી પ્રતિવાદી બનીને પ્રીતિ પૂર્વક સંવાદ કરતા નથી ત્યાંસુધી સત્યાસત્યનો નિર્ણય થઇ શકતો નથી. જ્યારે વિદ્વાનોમાંજ સત્યાસત્યનો નિર્ણય થતો નથી તો પછી સાધારણ માણસોની શી સ્થિતિ ! તેમને અંધકારમાં પડીને નાના પ્રકારનાં દુ:ખો ભોગવવાં પડે છે. મનુષ્ય જાતિનું એ મુખ્ય કામ છે કે પરસ્પર પ્રીતિ–પૂર્વક મૌખિક તથા લૈખિક સંવાદદ્વારા સત્યનો જય તથા અસત્યનો પરાજય કરવામાં આવે. આ પ્રમાણે જ્યાંસુધી ન થાય ત્યાં સુધી મનુષ્યની ઉન્નતિ થવા સંભવ નથી. સર્વની એ ફરજ છે કે અન્ય મતમતાંન્તરોનાં પુસ્તકોનો અભ્યાસ કરીને નિષ્પક્ષપાતપણે પોતાનો મત પ્રગટ કરે, લેખ લખે તથા વ્યાખ્યાનદ્વારા જનતામાં જાહેર કરે.

શ્રી મહારાજના કાર્ય–કાલમાં મતમતાંન્તરોની વ્યાધિ જન–સમુદાયને અત્યંત લાગુ પડેલી હતી. આર્ય–સિદ્ધાંત ઉપર, આર્ષ–સાહિત્ય ઉપર, તથા ઋષિમુનીઓ ઉપર સાંપ્રદાયિક દોષોને લીધે, અન્ય મતોના પંડિત–વર્ગ નાના પ્રકારના આક્ષેપો કરતા હતા.

ક્ષેત્રમાં લાંછન લગાવતા હતા, તથા તીવ્ર સમાલોચના કરીને સંવાદ-સંગ્રામમાં બોલાવી રહ્યા હતા. શ્રી દયાનંદ, જેવા પ્રશાંત સંત હતા તેવાજ પરમ તાર્કિક પણ હતા. વૈદિક સંસ્કૃતિનો પૂર્ણ બોજ-ભાર જાણે પરમાત્માએ તેમનાજ કન્ધો ઉપર નાખ્યો ના હોય! તેમ શ્રી દયાનંદ મહારાજ સત્યાસત્યના નિર્ણય અર્થે સ્વપક્ષમંડનના મેદાનમાં ઉતરીને, વિપક્ષિયોના ઘોર આક્રમણનો જવાબ આપવા માટે પરમત ખંડનનું કટુ-કર્તવ્ય બજાવવા પણ તૈયાર થયા. આ બધું તેમને સત્યાસત્યના નિર્ણય અર્થે સત્યનિષ્ઠાથી કરવાની જરૂર પડી.

ખંડન રૂપી ખડ્ગનો ઉપયોગ કરવાનું કારણ સ્વામીજી એ બતાવે છે કે-" મારો વિચાર કોઇને હાનિ પહોંચાડવાનો અથવા કોઇનો વિરોધ કરવાનો નથી; કિંતુ સત્યાસત્યનો નિર્ણય કરવાનો છે. એ પ્રમાણે સર્વ મનુષ્યોએ વર્તન ચલાવવું જોઇએ. મનુષ્ય જન્મનું ફળ એ છે, કે-સત્યાસત્યનો નિર્ણય કરવો તથા કરાવવો, નહિ કે વિરોધ વધારવો મતમતાન્તરોના વિવાદથી જગતને જે અનિષ્ટ ફળ ભોગવવાં પડયાં છે, તે વિદ્વાન લોક સારી રીતે સમજી શકે છે." આ મનુષ્યજાતિમાંથી જ્યાં સુધી મતમતાંતરોના મિથ્યા વાદ-વિવાદ દૂર નહિ થાય, ત્યાં સુધી એક બીજાને સુખ મળવું મુશ્કેલ છે. યદિ આપણે સર્વ તેમાં ખાસ કરીને વિદ્વાન મનુષ્યો ઇર્ષ્યા-દ્વેષ છોડી દઇને, સત્યાસત્યના નિર્ણય દ્વારા સત્યનું ગ્રહણ તથા અસત્યનો ત્યાગ કરાવવા ચાહિયે તો કંઈ કઠિન કામ નથી. એ નક્કી વાત છે કે વિદ્વાનોનું અનુકરણ સર્વ સાધારણ પ્રજા કરે છે. આ દુનિઆમાં વિરોધની વૃદ્ધિ કરનાર વિદ્વાન વર્ગજ છે. વિદ્વાનો એક બીજા સાથે વિરોધ રાખ્યા કરે છે, જેથી અબોધ-મનુષ્યો પણ એક બીજા સાથે વિરોધ કરવા મંડી પડે છે. એટલા માટે જો વિદ્વાનવર્ગ પોતાનો સ્વાર્થ ત્યાગ કરીને અન્યનું ભલું કરવાની વૃત્તિ રાખે, તો સર્વ મતોની એકતા થઇ જવામાં વિલંબ ન લાગે."

મહારાજ પોતાના વિમલ વિચારોનો વિકાસ કરીને પોતાની સત્ય ધારણા આ પ્રમાણે બતાવે છે—" આ લેખ કેવળ મનુષ્યોની ઉન્નતિ તથા સત્યાસત્યના નિર્ણય માટેજ લખવામાં આવ્યો છે, જેથી સર્વને સઘળા મતો સંબંધી થોડુંઘણું જાણવાનું મળી શકે, તથા ભલાઈ–બુરાઈના વાસ્તવિક સ્વરૂપનું ભાન થઇ શકે; કોઈ જુઠને ફેલાવી શકે નહિ તેમ સત્યને રોકી પણ શકે નહિ. સત્યાસત્યનો નિર્ણય થઈ જાય પછી જેને જેવી ઇચ્છા હોય તે માને, પરંતુ બળાત્કાર કોઇની ઉપર કરવો જોઇએ નહિ. "

સ્વામીજીએ સત્યનો આશ્રય લઇને અહંતા તથા મમતા એ બન્નેનો ત્યાગ કરી દીધો હતો. તે જે વાતને સત્ય સમજતા હતા તેનોજ પ્રકાશ કરતા હતા. તેમની આ ઉદારતાનું જ્વલંત ઉદાહરણ–આ પ્રમાણે છે—" કોઈ પણ નવિન કલ્પના યા મત ચલાવવાનો મારો બિલકુલ વિચાર નથી. સત્યને માનવું તથા મનાવવું એજ મને તો શ્રેષ્ટ લાગે છે, યદિ હું પણ પક્ષપાતી થયો હોત તો આર્યાવર્તમાં કોઇપણ એક નવિન સંપ્રદાયનો ઉપદેશ કરવા લાગી જાત. પરંતુ હુંતો જેમ પરાયા દેશની અધર્મયુક્ત વાતોને બુરી સમજુ છું તેમ આ દેશની અધર્મયુક્ત વાતોને પણ બુરી સમજુ છું. આમ કરવું એ મનુષ્યનુ કર્તવ્ય–કર્મ છે, એમ મારૂં માનવું છે. "

સ્વામીજી મહારાજ ધર્મ–પ્રચારમાં પોતાની વ્યક્તિને પૃથક રાખતા હતા, ઈશ્વરાદેશનો કોઇ આડંબર કરતા હતા નહિ. કોઈ પણ વ્યક્તિના સ્વતંત્ર વિચારને, બુદ્ધિના વિકાસને, ઉત્તરોત્તર ઉન્નતિને પોતાના વિચારોની ભિતિ બતાવીને રૂકાવટ કરતા નહિ હતા. તે જે સિદ્ધાંત વા કર્તવ્યકર્મનું વર્ણન કરતા હતા, તેની પુષ્ટિમાં વેદશાસ્ત્રનું પ્રમાણ આપતા હતા, તથા ઋષિમુનીઓનાં વાકયો ઉદ્ધૃત કરતા હતા.

મહારાજનાં આ વચનો ઉપર્યુક્ત મહત્વને પુષ્ટ કરનાર હતાં.

"હું મારું મન્તવ્ય તેને જાણું છું કે-જે ત્રણે કાલમાં એક સરખું હોય. જે વાત સર્વને માન્ય છે, તેને હું માનું છું. જેમ સત્ય બોલવું એ સારૂં છે તથા અસત્ય બોલવું એ ખરાબ છે. મારા વિચારમાં તો સત્ય ભાષણ, અહિંસા તથા દયા આદિ શુભ ગુણોને સર્વ મતોમાં શ્રેષ્ટ માનવામાં આવે છે, તથા વાદ-વિવાદ, ઈર્ષ્યા-દ્વેષ તથા મિથ્યા ભાષણાદિ કર્મ સર્વ મતોમાં ત્યાજ્ય ગણવામાં આવે છે. જે વાતને સર્વ માન્ય કરે છે, તેને હું પણ માન્ય કરૂં છું. મત-મતાંતરોના પરસ્પર ઝગડાને હું ઠીક ગણતો નથી, કેમકે એ મતવાદીઓએ પોતાના મતોના પ્રચાર માટે મનુષ્યોને ભ્રમજાલમાં નાંખીને એક બીજાના વૈરી બનાવી દીધા છે. એ બુરાઇઓને દૂર કરવાને માટે સર્વ માન્ય સત્યનો પ્રચાર કરવો એ હું પરમાવસ્યક સમજું છું. રાગ-દ્વેષ છોડાવીને પરસ્પર પ્રેમ-પ્રીતિબદ્ધ કરાવીને સર્વને સુખી બનાવવા એજ મારો હેતુ છે."

સ્વામીજી સત્યનો પ્રકાશ કરવાને માટે કોમલતાની ઘણી આવશ્યકતા ગણતા હતા. તે લખે છે કે-"આપ સર્વ વિરોધવાદને છોડી દઇને આપસમાં પ્રીતિ પૂર્વક ભણો-ભણાવો પ્રશ્નોત્તર પૂર્વક સંવાદ કરો જેથી આપનામાં સત્ય વિદ્યાની વૃદ્ધિ થતી રહે."

સ્વામીજી મહારાજ એટલા સત્યપરાયણ હતા કે સંસારની કોઈપણ શક્તિ તેમને સત્ય-શિલાઉપરથી ડગાવી શકતી હતી નહિ. તે સત્યનું કથન કરવામાં કોઈ વખત પણ ભય વા સંકોચ કરતા નહોતા. બરેલી નિવાસમાં તેમણે એક દિવસ ઈસાઈ ધર્મની સાચી સમાલોચના કરી. તેમના આ વ્યાખ્યાનમાં કમીશ્નર આદિ અનેક યુરોપીયન રાજકર્મચારી બેઠા હતા. તે વખતે તેઓ પોતાની તથા પોતાના કર્મ-ધર્મની સમાલોચના સહન કરી શક્યા નહિ, તેથી તેઓ ચીડાઇ ગયા. કમીસ્નરે પોતાની અપ્રસન્નતા ધીમી ધમકીની સાથે સ્વામીજીના એક પ્રેમી ભક્તની મારફત પ્રગટ કરી; સ્વામીજીને

પણ કમીશ્નરની કોપ–કક્ષા માલુમ પડી ગઈ. બીજે દિવસે કમીશ્નરાદિ અનેક યુરોપીયનજનોની ઉપસ્થિતિમાં શ્રી મહારાજ ગર્જના કરીને બોલ્યા કે–"લોકો મને સંમતિ આપે છે કે તમે સત્યનો પ્રકાશ ન કરશો. એમ કરવાથી કમીશ્નર–ગવર્નર આદિ રૂષ્ઠ થઇ જશે. પરંતુ હું તો કોઇ પણ ગમે તેવી શક્તિવાળા મનુષ્યના ભયથી સત્યનો ત્યાગ કરી શકવાનો નથી. આ કર્તવ્ય–કર્મની ફરજ બજાવતાં કોઇનો ડર મને લાગતોજ નથી. મારો એ દૃઢ વિશ્વાસ છે કે–આત્મા અમર તથા અવિનાશી છે. યદિ અત્રે કોઈ માઇનો પુત બોલવાની હિંમત કરી શકે છે કે હું આત્માને છેદન–ભેદન કરી શકું છું ? ત્યારે તો હું વિચાર કરૂં કે હું સત્યનો પ્રચાર કરૂં વા ન કરૂં, પરંતુ આ ક્ષણભંગુર દેહની રક્ષાને માટે ચાર દિવસ જીવવાને માટે હું સત્યનો પ્રચાર કરવાનું બંધ કરી દઉં એ સર્વથા અસંભવ છે. મહારાજશ્રીનાં આ ઓજસ વાક્યો સાંભળીને સર્વ સાંભળનાર સ્તબ્ધ બની ગયા. મનમાંને મનમાં સર્વ તેમની નિર્ભયતા, સત્ય ઉપરનો પ્રેમ તથા વીરતાનાં વખાણ કરવા લાગ્યા.

સત્યમાં નિષ્ઠા રાખનાર મનુષ્ય કેવો હોય છે, તેનો ઉપદેશ શ્રી મુખ વચનોમાં આ પ્રમાણે છે–" જે મનુષ્ય સત્યનું પાલન કરવાનો દૃઢ સંકલ્પ કરી લે છે, તેજ ઉત્તમ ગુણોને ધારણ કરી શકે છે. જ્યારે મનુષ્ય ઉત્તમ ગુણોને ધારણ કરીને પ્રતિષ્ઠાથી તેનો સત્ય ઉપર વિશ્વાસ અધિક દૃઢ થાય છે; ને વિશ્વાસથી તેના ઉપર સચ્ચાઇનો રંગ અધિકાધિક વધતો જાય છે." **इति.**



# દશમ–બિન્દુ.

---

## યજ્ઞ–દેવતા, ઋષિ આદિ.

શ્રી સ્વામીજી મહારાજ યજ્ઞાદિ સુકર્મોમાં અત્યંત શ્રદ્ધા રાખતા હતા. તેનો પ્રચાર કરવામાં તેઓ સદા તત્પર રહેતા હતા. યજ્ઞના વિષયમાં તેમનો ઉપદેશ આ છે–" યજ્ઞ શબ્દના ત્રણ અર્થ છે.(૧) દેવ–પૂજા (૨) સંગતિ–કરણ (૩) દાન. દેવશબ્દનો વિચાર કરતાં જ્ઞાત થાય છે કે–તેનો અર્થ પ્રકાશસ્વરૂપ, દ્યોતકસ્વરૂપ છે. વેદમંત્રોને પણ દેવ કહે છે. કેમકે તે જ્ઞાનના પ્રકાશક છે. દેવશબ્દનો અર્થ પરમાત્મા પણ થાય છે; કેમકે પરમાત્મા એ સૂર્યાદિના પ્રકાશક છે. જ્ઞાની મનુષ્યો પણ અનેક ગુણો તથા વિદ્યાઓના પ્રકાશક હોવાથી દેવશબ્દનો અર્થ વિદ્વાન મનુષ્ય એવો પણ થાય છે."

યજ્ઞમાં પરમેશ્વર તથા મંત્રને દેવ માનવામાં આવે છે. ખરી રિતે તો પરમાત્માજ મુખ્ય દેવ છે. તેત્રીસ દેવતાઓ ગણવામાં આવે છે તેનું તાત્પર્ય આ પ્રમાણે છે–અગ્નિ, પૃથ્વી, વાયુ, અન્તરિક્ષ, આદિત્ય, દ્યૌ, ચંદ્રમા, તથા નક્ષત્ર આ આઠ વસુદેવ .કહેવાય છે. પ્રાણ, અપાન, વ્યાન, સમાન, ઉદાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત, ધનંજય, અને અગ્યારમો જીવાત્મા આ ચાગીઆર રૂદ્ર–દેવ કહેવાય છે. બાર આદિત્ય–દેવ કહેવાય છે; તથા ઇન્દ્ર અર્થાત્ વિદ્યુત્ અને પ્રજાપતિ ( યજ્ઞ ) એમ મળીને ( આઠ વસુ, અગીઆર રૂદ્ર ) બાર આદિત્ય અને ઇન્દ્ર તથા પ્રજાપતિ એ ) તેત્રીસ દેવતા છે."

મહારાજશ્રી દેવ શબ્દનો અર્થ માતા–પિતાદિ પણ ગણે છે. તેમનો આદર સત્કાર, પૂજન–અર્ચન એ દેવ–પૂજા કહેવાય છે. આ ઉપર વિવેચન કરતાં કહે છે કે-" દેવતા બે પ્રકારના છે. (૧) મૂર્તિમાન (૨) અમૂર્તિમાન. માતા–પિતા આચાર્ય અને અતિથિ એ

ચાર મૂર્તિમાન દેવ છે તથા પરમાત્મા એ અમૂર્તિમાન દેવ છે. પૃથ્વી આદિ જડ દેવ પણ છે. મન–ઇન્દ્રિય આદિ પણ દેવ કહેવાય છે. ત્યાં એ શબ્દનો ઉપયોગ વ્યવહાર, અને પરમાર્થ એ બન્નેમાં થાય છે. આ સર્વ પ્રકારના દેવોમાં માત્ર પરમાત્માજ ઉપાસનીય દેવ કહેવાય છે.

મૂર્તિમાન દેવતાઓનું વર્ણન કરતાં કહે છે કે–" પ્રથમતો પૂજવાયોગ્ય દેવતા માતા છે. સંતાનોએ ચાહવું જોઈએ કે માતાની સેવા–સુશ્રુષા તન, મન, ધનથી કરવી, તેમને સર્વ રીતે પ્રસન્ન રાખે, તેમનું અપમાન ક્યારેય ન કરે. બીજા દેવ પિતા કહેવાય છે. તેમનું પણ માતાની માફક પૂજન થવું જોઇએ તૃતીય દેવ વિદ્યાના આપનાર ગુરુ–આચાર્ય કહેવાય છે. તન, મન, ધનથી તેમની સેવા કરવી એ શિષ્યોની ખાસ ફરજ છે. ચતુર્થ દેવ અતિથિ છે. અતિથિ એ કહેવાય છે કે જે વિદ્વાન, ધાર્મિક, સરલ તથા પ્રાણી માત્રના હિતકારી હોઇને સર્વત્ર ભ્રમણ કરીને સર્વને સત્યોપદેશ આપી સુખ પહોંચાડવાના પ્રયત્નો કરતા હોય. એવા સંત તથા સજ્જનોની સેવા કરવી એ પુણ્યોપાર્જન કરવાનું મુખ્ય સાધન છે. પંચમ દેવ પત્નિને માટે પોતાના પતિ છે, અને પતિને માટે પોતાની પત્નિ છે. પતિએ પત્નિની સેવા કરવી; અર્થાત્ પત્નિને સર્વ રીતે સંતુષ્ટ રાખવાના પ્રયત્નો પતિએ કરવા, તથા પત્નિએ પોતાના પતિદેવને પણ સર્વ રીતે સંતુષ્ટ રાખવાના પ્રયત્નો કરવા. આ પાંચ મૂર્તિમાન દેવતા છે, કે જેથી મનુષ્યોનું પાલન–પોષણ થાય છે. તેમનાથી ઉત્તમ આચાર–વિચારની શિક્ષા મળે છે, તથા સદુપદેશ અને વિદ્યાની પ્રાપ્તિ થાય છે. પરમાત્મ દેવને પ્રાપ્ત કરવાની આ પાંચ સીડીઓ છે. "

" યજ્ઞ શબ્દનો બીજો અર્થ સંગતિ–કરણ છે. તેનો અર્થ સંત, સજ્જન તથા ગુણી–જ્ઞાની જનોની સાથે સત્સંગ કરવો, તેમનાં વચનો તથા વિચારોનું અનુકરણ કરવું, તેમની આજ્ઞાનુસાર વર્તવું, તથા દાન–દક્ષિણાથી તેમની સેવા–ભક્તિ કરવી. "

શ્રી સ્વામીજી મહારાજ નામ માત્રના સાધુ-સંતો તથા ગુરુજનનો સંગ કરવાનો ઉપદેશ આપતા હતા નહિ. તે તો સાધુ-સંત, બ્રાહ્મણ તથા ગુરુ આદિ વ્યક્તિઓમાં જ્ઞાન, ધ્યાન, તપ-જપ તથા પરોપકાર આદિ શુભ ગુણોનું હોવું પરમ આવશ્યક માનતા હતા. આવા ગુણો વિનાના કોરા નામ ધારીઓ નિતાન્ત નિરર્થક છે બોજારૂપ છે. આ વિષયમાં શ્રી સ્વામીજી મહારાજનો ઉપદેશ આ પ્રમાણે છે—

" સજ્જન, વિદ્વાન, ધાર્મિક તથા પરોપકારી મનુષ્યોને સંત કહે છે. સાધુ તેને કહે છે કે જે મનુષ્ય ધર્મયુક્ત ઉત્તમ કર્મ કરે, સદા પરોપકાર પરાયણ રહે, વિદ્વાન તથા ગુણવાન હોય, સત્યો-પદેશથી મનુષ્યોનું હિત-સાધન કરે. જ્યારે આવા સાધુ સંતો સત્યોપદેશ કરવા ભ્રમણ કરવા નીકળી પડે છે ત્યારે અંધકારની પરંપરા નષ્ટ થઇને પ્રકાશની પરંપરા શરૂ થાય છે.

સ્વામીજી શાન્ત-દાન્ત મનુષ્યને સાધુ-સંત કહેતા હતા. ક્રોધ લોભ, મોહ તથા મત્સરમાં ફસાવું એ સંત-ધર્મની વિરૂદ્ધ સમજતા હતા. એક દિવસની વાત છે કે તેમની પાસે બે સાધુ આવ્યા-વાર્તા-લાપમાં મહારાજને કહેવા લાગ્યા કે અમે ક્રોધ આદિને જીતી લીધો છે. શ્રી સ્વામીજીએ કહ્યું કે મહાત્મન્! ક્રોધ આદિને જીતવું એ કંઈ સુગમ કાર્ય નથી. તેના ઉપર વિજય મેળવવાનું અભિમાન કરવું એ ઠીક નથી; પરંતુ તેના ઉપર વિજય પ્રાપ્ત કરવામાં યત્ન-શીલ બન્યા રહેવું જોઇએ. તે સાધુઓએ મહારાજની આ અનુમતિનો અસ્વિકાર કર્યો. જ્યારે તે વિદાય થતાં બહાર આંગણામાં આવ્યા. ત્યાં કોઇ કારણવશાત્ એક કર્મચારી સાથે તે સાધુઓને બોલાચાલી થઇ તેમાંથી વાત વધી પડી; અને મારામારી ઉપર વાત આવી પડી. તેમની પરસ્પર તર્જના-ગર્જના સાંભળીને સ્વામીજી બહાર આવ્યા; અને બધાઓને શાન્ત પાડીને સાધુઓને અંદર લઈજઇને સમજાવવા લાગ્યા કે મેં તો પ્રથમથી કહ્યું હતું કે ક્રોધ ઉપર જીત

મેળવવાનું અભિમાન કરવું નકામું છે. હા અભ્યાસ કરતા રહેવું. અંતમાં સતત્ અભ્યાસના પ્રતાપે ક્રોધ ઉપશમ થઈ જશે. પરંતુ આપ તે વખતે માનતા ન હતા. હવે તો આપ સ્વયં જાણી ગયા હશો કે એ દોષોનું દમન કરવું એ કેટલું દુષ્કર કાર્ય છે. " બાદ તે સાધુઓએ સ્વામીજીના ચરણમાં વંદન કરીને કહ્યું કે મહારાજ આપનુ કથન સર્વથા સત્ય છે. હવે પછી અમે કદાપિ અહંકાર કરીશું નહિ, તથા આપના ઉપદેશને અનુસરીને ચાલવાની કોશિષ કરીશું.

સ્વામીજીએ સંન્યાસીઓના કર્તવ્યનું વર્ણન કરતાં કહ્યું છે કે " ત્રણ પ્રકારની એષણાઓનો ત્યાગ કરીને નિષ્પક્ષ ભાવથી વૈદિક ધર્મનો ઉપદેશ કરવો એ સંન્યાસીઓનું મુખ્ય કામ છે. જેમ ગૃહસ્થલોક પોતાના વ્યવહાર તથા સ્વાર્થમાં પરિશ્રમ કરે છે. તેમ સંન્યાસીઓએ પણ પરોપકાર કર્મમાં પરિશ્રમ કરવો જોઇએ. ત્યારેજ આશ્રમોની ઉન્નતિ થઇ શકે છે; નહિતો વ્યર્થ પર્યટનમાં સમય વિતાડવો, દંડ-કમંડલુ લઈને સ્થાન સ્થાનમાં ચક્કર લગાવ્યાં કરવાં, ઇર્ષ્યા, દ્વેષ, નિન્દા, તથા દુષ્કર્મોમાં ફસાયલા રહેવું, તથા વેષ માત્રથી પોતાને કૃતકૃત્ય માનવું એ જીવનને વ્યર્થ ગુમાવવા જેવું છે. સમજો કે તે જગતમાં વ્યર્થ-નિષ્ફલ નિવાસ કરે છે. "

સ્વામીજી મહારાજ માનતા હતા કે સન્યાસીઓને માટે નિસ્પ્રુહી, ત્યાગી, જીતેન્દ્રિય તથા ભગવદ્ ભક્ત બનવું પરમાવસ્યક છે, તેમણે સન્યાસ ધર્મનો ઉપદેશ આપતાં શ્રી સહજાનંદજીને કહ્યું હતું કે, સન્યાસ લઇને વાસનારૂપી જાળને દૂર ફેંકી દેવી જોઇએ. ઇન્દ્રિય દમન કરવું અતિ ઉચિત છે. સન્યાસી લોકોએ જાણવું જોઇએ કે પ્રાણાયામ રૂપિ જળથી પોતાના મનના મેલને ધોઈ નાખે; પવિત્ર **ઓ૩મ્** સ્મરણમાં સ્થિર ચિત્ત રાખે; જપ-આરાધનાના સાધનથી પોતાના આત્માને ઉન્નત કરે; સદા લોક-હિતના કામોમાં ભાગ લે; સર્વત્ર ધર્મોપદેશનો જ ડંકો બજાવે તથા પક્ષપાત, અન્યાય અને અનીતિથી દૂર રહે.

શ્રી સ્વામિજી સાધુઓ તથા બ્રાહ્મણોના સંબંધમાં નીચે પ્રમાણે ભાવ રાખતા હતા "બ્રાહ્મણ અને સાધુ પોતાના ઉત્તમ ગુણ-કર્મ સ્વભાવથી ઓળખાય છે. પરોપકાર તેમનું પરમ કર્મ છે. બ્રાહ્મણ અને સાધુ એ ઉત્તમ મનુષ્યોના અર્થ સૂચક શબ્દો છે. યદી કોઈ ઉત્તમ બ્રાહ્મણ સાધુ ન હોત તો યવન તથા ઈસાઈઓના આક્રમણોમાંથી વેદાદિ સત્ શાસ્ત્રોને કોણ બચાવત? તેનું પઠન પાઠન કોણ રાખી શકત? આજ સુધી આર્યોની અંદર શાસ્ત્રોને માટેની પ્રેમ ભક્તિ જીવીત રાખનાર બ્રાહ્મણ તથા સાધુ સંતજ છે."

મહર્ષિ ગુરુ પદવીના અધિકારીને પણ ઉત્તમ પુરુષમાં ગણતા હતા તે માનતા હતા કે કાનમાં ફૂંક મારનાર, જરીના તંબુમાં નિવાસ કરનાર મઠાધીશ તથા આડંબરી મહંત ગુરુ પદવીને લાયક નથી. ગુરુતો તેજ કહેવાય કે જે શિષ્યોના અંતઃકરણમાંથી અજ્ઞાન રૂપી કાજળને માર્જન કરી નાખે, ઉત્તમ આચાર વિચારની શિક્ષા આપીને ધાર્મિક જીવન પ્રદાન કરે, તથા તેમના મનો .મસ્તકમાં વિકાશની જ્યોતિ ચમકાવી મુકે એવા ઉત્તમ ગુરુ કોને કહેવા? તેને માટે શ્રી મુખવચન આ પ્રમાણે છેઃ-"ગુરુતો માતા, પિતા, આચાર્ય તથા અતિથિ છે તેમની પાસેથી ઉત્તમ આચાર વિચાર તથા વિદ્યા શિખવી અને તેના બદલામાં તેમની સેવા કરવી ઉચિત છે."

સ્વામિજીએ યજ્ઞનો ત્રીજો અર્થ દાન બતાવ્યો છે. તેમણે કહ્યું છે કે "યજ્ઞનો ત્રીજો અર્થ દાન છે સર્વ દાનોમાં વિદ્યાદાન શ્રેષ્ઠ તથા અવિનાશી છે. અન્ન વસ્ત્ર આદિનું દાન વિદ્યાદાનની બરાબરી કરી શકતું નથી તોપણ તે સહાયક દાન કહેવાય છે."

દાન આપનારના કેટલા પ્રકાર છે તે સંબંધમાં મહારાજનાં આ પ્રમાણે વચન છેઃ—

"દાતા ત્રણ પ્રકારના હોય છે ઉત્તમ, મધ્યમ અને નિકૃષ્ટ જે દાતા દેશ, કાલ, અને પાત્ર જોઈને સત્ય વિદ્યાની વૃદ્ધિ, સદ્ધર્મની

ઉન્નતી અને પરોપકારનાં કાર્યોને માટે દાન આપે તે ઉત્તમ દાતા કહેવાય છે. જે દાતા પોતાની કીર્તિ તથા સ્વાર્થ સિદ્ધિને માટે દાન કરે છે તે મધ્યમ કોટીના દાતા કહેવાય છે. જે દાતા દેશ, કાલ અને પાત્રનો કંઈ પણ વિચાર કરતો નથી અને પોતાનું તેમજ પારકું હિત સાધતો નથી અને વગર વિચારે દાન આપે છે, અપમાન અને તિરસ્કારથી અપાત્ર તથા ભાંડ અને ધુતંને દાન આપે છે; તે નિકૃષ્ટ દાતા કહેવાય છે. ”

શ્રી સ્વામીજી એવા મનુષ્યોને દાન આપવાનું કહેતા કે જે સુપાત્ર હોય, ગરીબ હોય, અને અશક્ત હોય. કુપાત્રને અન્નાદી દેવાથી લાભને બદલે આળસ તથા પ્રમાદની વૃદ્ધિ થવાથી હાની થાય છે. સુપાત્રના ગુણ કર્મનું વર્ણન કરતાં શ્રી સ્વામીજીએ આ પ્રમાણે ઉપદેશ દીધો છે:–“ જે માણુસ બ્રહ્મચારી, જીતેન્દ્રિય, વેદ પાઠી, શુશીલ, સત્યવાદી, પુરુષાર્થી તથા પરોપકાર પરાયણ છે તે સુપાત્ર કહેવાય છે. ઉદાર માણુસ, વિદ્યા અને ધર્મની ઉન્નતિ કરનાર પ્રશાન્ત નિંદા–સ્તુતી અને હર્ષ–શોકને સમાન સમજનાર પણ સુપાત્ર કહેવાય છે. જે નિર્ભય અને ઉત્સાહી છે, જે યોગી, જ્ઞાની અને ઇશ્વરની આજ્ઞાનું પાલન કરનાર છે, જે ન્યાયનીતિ યુક્ત અને રિતી અનુસાર ચાલનાર છે તે પણ દાનને પાત્ર છે, વળી જે ઉપદેશક સત્ય ઉપદેશ આપવા માટે ભ્રમણ કરતો હોય, જે વેદ શાસ્ત્રના જ્ઞાનનું દાન દેતો હોય અને જીજ્ઞાસુઓના સંદેહનુ નિવારણ કરતો હોય તે પણ સુપાત્ર સમજવો જે સજ્જન અન્યનું સુખ, દુઃખ, હાની–લાભ પોતાની માફક ગણે છે, હઠ–દુરાગ્રહથી દૂર રહે છે, માનને વીષ સમાન ગણે છે, ધર્મ ઉપર ચાલતાં અપમાનને અમૃત સમાન ગણે છે. લાભ–હાનીમાં સંતોષ માને છે અને કોઈની નિંદા–ચુગલી કરવાથી દૂર રહે છે તે સુપાત્ર ગણાય છે. જે વિતરાગ, સત્યમાની, સત્યવાદી, સત્યકારી સરલ સ્વભાવ રાખે છે, તથા જે જનહીતમાં રાત દીવસ લાગ્યા રહે છે, પરાયા સુખને માટે સમય ઉપર પોતાનો પ્યારો પ્રાણ

આપવા તૈયાર રહેતા હોય અને જે ધાર્મીક તથા સદાચારી હોય તે સઘળા ઉચિત્ પાત્ર છે. પરંતુ દુઃખમાં, ખરાબ વખતમાં, સંકટમાં આપત્કાલમાં અને વ્યાધી રૂપી વિપત્તીઓમાં હર કોઈ માણુસ અન્ન, જળ, ઔષધ તથા વસ્ત્રાદીના અધીકારી ગણાય છે. એવા સંકટના સમયમાં પાત્રા પાત્રનો વિચાર કરવો ઉચિત નથી. "

મહારાજ શ્રી નીચે પ્રમાણેના ગુણ યુક્ત મહાપુરુષોને ઋષિ પદવીથી ઓળખાવતા. જે યોગીજન તથા આત્મદર્શી હોય. જેનો પોતે શાક્ષાત્કાર કર્યો હોય તે ભાવનુંજ વર્ણન કરે. જે યથાર્થ વક્તા હોય જે મહાત્મા વેદમંત્રોના ભાવનો અનુભવ કરીને જનતાની કલ્યાણ-કામનાને માટે ઉપદેશ કરે, જે તત્વદર્શી હોય તે ઋષિ કોટીમાં ગણાય છે. એવા ઋષિજનોના બનાવેલા ગ્રંથોને, દાર્શનિક શાસ્ત્રોને, સ્મૃતિ પુસ્તકોને અને આત્મ તત્વ નિરૂપણનાં વાકયોના સંગ્રહને આર્ષગ્રંથ કહે છે. એવા આર્ષગ્રંથોજ ધર્મ તત્વના બોધક હોવાથી ધર્મમાં પ્રમાણ ગ્રંથ તરીકે મનાય છે.

ઇતિઃ—



# એકાદશ-બિન્દુ.

## સંબંધ-ધર્મ.

---

પરમહંસ શ્રી દયાનંદજી વ્યવહારિક ધર્મના એક ભાગ—સંબંધ ધર્મનું પાલન કરવું એ આવશ્યક ગણુતા હતા. એ વિષય ઉપર તે પ્રભાવશાળી ભાષણુ આપ્યા કરતા હતા. સંબંધ ધર્મનું જેમણે પાલન નથી કર્યું; તે અન્ય ધર્મોનું પૂર્ણુ રીતે પાલન કરી શકતા નથી. આ સંબંધ ધર્મતો અન્ય ધર્મોરૂપી સ્વર્ગીય મંદિરમાં દાખલ થવાનું દ્વાર છે. તેનું પાલન કરવાથીજ મનુષ્યના આચાર-વિચાર, ધૈર્ય-ધારણા, વ્રત-નિયમ, કર્તવ્ય—અકર્તવ્યનું ભાન થાય છે. એટલુંજ નહિ પણુ બહાર તેમજ અંતરનું પણુ ભાન થાય છે. સંબંધ ધર્મના સંગ્રામ ક્ષેત્રમાંથી સત્યતા, વીરતા, ઉદારતા તથા વિનીતતા આદિ દૈવી ગુણો સંપાદન કરી શકાય છે, તથા દુર્ગુણુરૂપી રાક્ષસ ઉપર વિજય મેળવી શકાય છે.

શ્રી મહારાજ સંબંધ-ધર્મનું વર્ણુન કરતાં ઉપદેશ દે છે કે-" પુત્રોની સાથે પિતાનો જે સંબંધ છે. તેનું પાલન કરવાને માટે પિતાએ સમજવું જોઇએ કે પોતાનાં સંતાનોને યોગ્ય બનાવે. પોતાનું તન, મન, ધન, ખર્ચીને પણુ ઉત્તમ વિદ્યા તથા આચાર વિચાર શિખવાડે તથા શ્રેષ્ટ બનાવવાના પ્રયત્નો કરતા રહે. પુત્ર સાથેના સંબંધ ધર્મનું પાલન કરતાં માતા પિતાનું કર્તવ્ય છે કે સંતાનોને વિનયશાળી બનાવે, સુશીલતાની શિક્ષા આપે, શિષ્ટાચારની ઉત્તમ શિક્ષા આપે તથા કુસંગ, કુવ્યસન અને દુર્ગુણુ આદિથી તેમને બચાવે. જે માતા પિતા પોતાનાં સંતાનોને ગાળો દેતાં શીખવાડે છે, અન્યનું અપમાન તથા નિરાદર કરવાની શિક્ષા આપે છે, લાડ લડાવીને હઠી તથા દુરાગ્રહી બનાવે છે, અને વિદ્યા ભણાવવાથી વંચિત રાખે છે, તે માતા પિતા સંતાનોનાં પાકા શત્રુ છે. "

આચાર્ય ( ગુરુ ) નું વર્તન શિષ્યની સાથે કેવા પ્રકારનું હોવું જોઇએ, તેનું સ્વામીજી આ પ્રમાણે વર્ણન કરે છે–" આચાર્ય પોતાના શિષ્યોને એવી શિક્ષા આપે કે જેથી તેમનામાં સત્યતા, સરલતા, તથા કોમલતા આદિ ગુણો દાખલ થાય. તે આજ્ઞાકારી બને, ક્રોધી, અહંકારી, હઠીલા, તથા વ્યર્થવાદી ન બને, સભ્ય તથા સુયોગ્ય બને, નમ્રતાની વૃદ્ધિ કરે, ઉપકારી જનોનો આભાર તથા કૃતજ્ઞતા સ્વિકારે, પુરુષાર્થી, સાહસીક તથા પરોપકારી બને, અને ઇન્દ્રિય દમન તથા સદાચાર આદિ શુભ ગુણોનું સદા સેવન કરે. શિષ્યની સાથે આચાર્ય ( ગુરુ ) નો પ્રેમ અપાર હોવો જોઇએ."

સંતાનો તથા શિષ્યોનું ઉત્કૃષ્ટ કર્તવ્ય છે, કે પોતાનાં માતા પિતા આચાર્ય આદિની સાથેનાં પવિત્ર સંબંધ પાલન કરવામાં બિલકુલ ત્રુટી ન આવે; ગુરુજનોના વિનીત અનુવ્રતી બને, પોતાનું આચરણ એવું ઉત્તમ રાખે કે જેથી ગુરૂજન ખુશ રહે, તથા તેમની શિખામણને માન્ય કરી તદનુસાર વર્તે; પોતાનું સર્વસ્વ ગુરૂજીના સુખને અર્થે અર્પણ કરી દેવામાં આનંદ માને.

ભાઇ–બહેનના પરસ્પર સંબંધ ધર્મના પાલનને માટે બંધુ ભાવના, હિતકામના, આદર સમ્માન, તથા પ્રેમ–પ્રીતિ હોવી જોઇએ. ઇર્ષા દ્વેષ અને વિરોધ સર્વથા ન હોવો જોઇએ. એક બીજાને સહાયતા કરવામાં સંકોચ ન કરે. સીધો, સરલ વર્તાવ તથા કર્તવ્ય પાલન એ ભાતૃ-ભાવરૂપી મહા વૃક્ષનું મૂળ છે.

સાંસારિક સંબંધોમાં પતિ–પત્નિનો સંબંધએ એક અત્યુત્તમ સંબંધ છે. તેનું પાલન કરવામાં ઘણી સાવધાની રાખવી જોઇએ. એ સંબંધ–સૂત્રને માટે સ્વામીજીએ આ પ્રમાણે ઉપદેશ કર્યો છે. "પતિ પત્નિમાંથી કોઇપણ અપ્રિયાચરણ ન કરે, કે જે આચરણથી એક બીજાને કષ્ટ થાય. તેવાં આચરણનો સર્વથા ત્યાગ કરવો. એક બીજાને માટે સાચો તથા સરલ સ્વભાવ રાખે. પરસ્પર એવો વ્યવહાર રાખે

કે સુખ તથા સુપ્રસન્નતાનો અંત ન આવવા પામે. તે સેવા ધર્મનું પાલન કરવામાં તત્પર રહે. પુરુષનું કર્તવ્ય છે કે વસ્ત્ર–આભૂષણ આદિ વસ્તુઓથી પત્નિને સુપ્રસન્ન રાખે. ગૃહનાં સર્વ કાર્ય સ્ત્રીને સોંપી દે. પત્નિનું પણ કર્તવ્ય છે કે પતિને ખાન–પાન તથા પ્રેમ–ભાવથી સુખી બનાવે, કે જેથી સુસંતાન ઉત્પન્ન થાય અને સુખની વૃદ્ધિ થતી જાય."

"જે કુળમાં–ઘરમાં–પતિ–પત્નિનો પરસ્પર કલહ નથી. કિંતુ એક બીજાથી પ્રસન્ન તથા સંતુષ્ટ છે, ત્યાંજ કલ્યાણ–કલ્યાણ છે. પરંતુ પરસ્પરનો એ સબંધ ધર્મ ત્યારેજ સ્થિર ( કાયમ ) રહી શકે છે કે વિદ્યા મેળવી હોય અને યુવાવસ્થામાં સ્વયંવર પદ્ધતિથી (વર વધુની પ્રસન્નતાથી ) લગ્ન સંબંધ જોડાયો હોય. એવા વિવાહોથીજ સંબંધ ધર્મ પાળી શકાય છે, તથા ઉત્તમ સંતાનની ઉત્પત્તિ થઇ શકે છે. સ્વયંવર રૂપી પ્રેમમય વિવાહોથી જે સંતાનની ઉત્પત્તિ થાય છે, તે શૂરવીર થાય છે; તથા પ્રત્યેક પ્રકારથી યોગ્ય બને છે. એવા વિવાહોથી ઉત્પન્ન થતાં સંતાનો જેવાં, બીજા વિવાહોથી થતાં સંતાનોમાંથી લાખોમાંથી એક નીકળેતો નીકળે. સ્વયંવર–સંતાન તો પોતે પોતાના બળથી, પરાક્રમથી, ધર્મ–ભાવથી, સુશીલતાથી તથા બુદ્ધિના પ્રભાવથી પોતાના કુળની કીર્તિને ચારે તરફ ફેલાવી દે છે,"

પાડોશીનો તથા સ્વામી–સેવકનો સંબંધ ધર્મ કેવો જોઇએ, એ વિષયમાં સ્વામીજીનાં આ વચન છે–" મિત્રોએ પરસ્પર પોતાના આત્માની સમાન વર્તવું જોઇએ. સત્ય વ્યવહાર તથા ધર્મ–ભાવમાં ભેદ–ભાવ રાખવો જોઇએ નહિ. પોતાના પાડોશીઓને પોતાના દેહની તુલ્ય ગણવા જોઇએ અર્થાત્ જેમ પોતાની કાયાના કલ્યાણ અર્થે જેવો વ્યવહાર કરે છે, તેવોજ વ્યવહાર પાડોશીઓની સાથે કરવો જોઇએ. સ્વામી પોતાના સેવકો સાથે એવી રીતે વર્તે કે જેમ, પોતાનાં શરીરના અંગોની સાથે વર્તતો હોય; તેમની રક્ષા કરવી

એ સ્વામીનો ધર્મ છે. સેવકો પણ સદા પોતાના સ્વામીને પોતાના જાણીને દરેક રીતે પ્રસન્ન રાખે. તથા તેમના કલ્યાણ અર્થે પોતાની જાત સોંપી કરે."

સભા-સમાજોમાં સમ્મિલિત થઇને એક બીજાની સાથે ઉચિત વ્યવહાર કરવો અત્યંત આવશ્યક છે. હરેકસભાના સભાસદોએ પોતાની ભાષા સુકોમલ, સભ્ય તથા મીઠી રાખવી જોઇએ. સભામાં અસભ્ય વચનો શોભા નથી આપતાં. સંવાદ-વ્યાખ્યાનોમાં પણ સત્ય તથા સરળ ભાષા વાપરવી જોઇએ. પોતાના પક્ષના પોષણ-સમર્થન માટે ભલે સંભાષણ કરો, પણ અધિક ખેંચતાણ કરવી જોઇએ નહિ. કેમકે આથી એક બીજા વચ્ચે વૈમનસ્ય વધ્યાં કરે છે. શ્રી મહારાજ સભાના સંબંધમાં કહે છે કે "જ્યારે કોઇ મનુષ્ય સભામાં જાય તો પ્રથમ એ પોતાનો સદૃઢ સંકલ્પ કરે કે આજ મારે સત્યનીજ સ્થાપના કરવી છે, તથા મિથ્યા વાતોનો સભ્યતા પૂર્વક વિરોધ કરવો છે. સભામાં કોઈ વાતનું અભિમાન ન કરવું જોઇએ, તેમ પોતે પોતાને અન્યથી શ્રેષ્ટ પણ ન માને, યદિ સંવાદમાં અન્ય સભાસદ તેની વાતનું-પક્ષનું ખંડન કરે તો તેથી બુરૂં સમજવું નહિ, ક્રોધ ન કરવો તથા અપ્રસન્ન પણ થવું નહિ. દરેક પક્ષની વાતોને ધ્યાન પૂર્વક સાંભળે. તેમાં જેટલી વાત ઠીક ન લાગે તે સંબંધમાં વિનય પૂર્વક ખુલાસો માગે, તેમ જે સત્ય વાત હોય તેનો પ્રસન્નતાથી સ્વિ-કાર કરે. સભામાં મોટા ન્હાનાનો વિચાર ન રાખવો જોઇએ. સભામાં વ્યર્થ વાદ-વિવાદ કરવો તથા અસત્ય વાતની અંદર સહાનુભૂતિ આપવી એ સભાના નિયમોથી વિરૂદ્ધ છે. સભામાં આવતાં જતાં ખાસ સંભાળ રાખવી કે પોતાથી કોઇને કંઇ પણ હરકત થવા ન પામે, તેમ કોઇને બુરૂં પણ ન લાગે. સર્વના સંવાદમાં, સભાના કાર્યોમાં સર્વ હિત ખાસ કરીને સમાયલું હોવું જોઈએ. એક પક્ષી વાતો સભામાં લાવવી ન જોઈએ. સંજ્જનોએ એક બીજા સાથે મેળ રાખવો જોઇએ. પોતાની સાચી પ્રતિજ્ઞાઓને પૂર્ણ કરવામાં આળસ તથા પ્રમાદનો સર્વથા ત્યાગ કરવો જોઇએ.."

સભામાં કેટલીક વખત એવી રીતે વાદ વિવાદ થયા કરે છે કે–વક્તા પોતાનો તો સુધાર કરતો નથી પણ બીજાઓની સમાલોચના કર્યા કરે છે. અર્થાત્ પોતાની ભૂલો તરફ દૃષ્ટિ કરતા નથી પણ બીજાઓની ભૂલો ખામીઓજ બતાવ્યા કરે છે. પોતાના દોષ પ્રથમ જોવા જોઇએ. આમ કરવાથીજ અધિક સુધાર થઈ શકે છે. તે ઉપર સ્વામીજી મહારાજ કહે છે કે—

" એવા ઘણા મનુષ્યો હોય છે કે તેમને પોતાના દોષો તો જણાતાજ નથી; પરંતુ બીજાઓના દોષ જોવામાં સદા સુસજ્જિત રહે છે. આ વર્તન ન્યાય યુક્ત કહેવાય નહિ. મનુષ્યોએ જાણવું કે પ્રથમ પોતાના દોષો જોઇને તેને દૂર કરવા જોઇએ, ત્યારેજ બીજાઓના દોષો ઉપર દૃષ્ટિ કરી શકે. જેમણે પોતાના દોષો દૂર કર્યા નથી તેમને પારકા દોષો જોવાનો બતાવવાનો હકજ નથી. જે માણસો પક્ષપાત વશ થઈને જુએ છે તેને પોતાના તેમજ પારકા દોષો જણાતાજ નથી. "

પ્રેમ-પૂર્વક સાંભળવું સંભાળવતું એ નિયમનું સારી રીતે પાલન કરવું જોઇએ. સત્સંગમાં બેસીને શાસ્ત્રનો ઉપદેશ સાંભળવાથી શો લાભ થાય છે, તેનું વર્ણન મહારાજશ્રીએ આ પ્રમાણે કર્યું છે. જેમ મનુષ્ય ભણવાથી પંડિત બની શકે છે, તેમ બહુશ્રુત સજ્જન યદિ પોતે સાંભળેલી વાતો બીજાને સમજાવી ન શકે, તો પણ પોતેતો તેનાથી અત્યંત લાભ પ્રાપ્ત કરી શકે છે. ( પોતાનું કલ્યાણ સાધી શકે છે ) મનુષ્યોમાં સત્યાસત્યનો નિર્ણય કરનારી બુદ્ધિ વિદ્યમાન હોય છે. માટે સાંભળીને મેળવેલા જ્ઞાનનો ઉપયોગ કરીને સન્માર્ગે જઇ શકે છે. "

इति:-



# દ્વાદશ–બિન્દુ.



## રાજનીતિનાં કેટલાંક સૂત્ર અને ભારત–ભક્તિ.

મહર્ષિ દયાનંદે પોતાના પ્રસિદ્ધ પુસ્તક—સત્યાર્થ પ્રકાશમાં રાજધર્મના સંબંધમાં સુંદર વર્ણન કર્યું છે; અને રાજાના ગુણ-દોષોને બતાવ્યા છે. તેમણે મુરાદાબાદ આદિ નગરોમાં રાજા-પ્રજાના ધર્મોનું વર્ણન વ્યાખ્યાનોદ્વારા કરેલું છે, એટલુંજ નહિ પણ સ્થાન સ્થાન ઉપર રાજ્ય-નીતિના તત્વો ઉપર વ્યાખ્યાનો કર્યાં છે. બુલન્દ શહેરના કલેકટરને તેમણે ઉપદેશ આપ્યો હતો કે, આપ આપનો બધો સમય પ્રજાના કલ્યાણમાં લગાવીને તેનું પાલન કરો; એજ રાજ્ય–ધર્મ છે. સ્વદેશી રાજાઓને પણ રાષ્ટ્રનીતિનો ઉપદેશ કર્યા કરતા હતા. સ્વરાજ્ય સુધાર, રાષ્ટ્ર ઉદ્ધાર તથા અધમ દશાને પામેલી જાતિનો ઉદ્ધાર કરવો એ મહારાજશ્રી ધર્મકાર્ય સમજતા હતા. પરમહંસજીના કાર્યકાલમાં ભારતવર્ષ ઉપર ભયનીતિ તથા દમન નિતિનું રાજચક્ર ચાલી રહ્યું હતું. ઈ.સ. ૧૮૫૭ ના બળવા પછી રાજપુરુષ શાસને ભારત પ્રજાને નિઃશસ્ત્ર બનાવી દીધી હતી. અહીંનો વ્યાપાર વ્યવસાય સર્વ રીતે નષ્ટ-ભ્રષ્ટ થઈ ગયો હતો. આર્યાવર્તના ભવિષ્ય ઉપર નિરાશાની, નિર્બળતાની કાયરતાની, નિર્ધનતાની, તથા સર્વથી મહાભયંકર દુર્દિનની મહાઅંધેરી રાત્રી છાઈ ગઈ હતી. ભયનીતિ તથા દમન નીતિના શાસનમાં કોઈ રાષ્ટ્ર સુધારનું નામ સરખું પણ લેતું હતું નહિ. રાષ્ટ્રસુધારની બાબતમાં ભારતના ખૂણે ખૂણામાં ચુપકીનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. એવા વિષમ સમયમાં આખા ભરતખંડમા એક શ્રી દયાનંદજ હતા કે જે પુરી દમનનીતિના સમયે રાષ્ટ્ર–સુધારની ચર્ચા ચલાવતા હતા, જાતીય જીવનનો ઉપદેશ કરતા હતા, પ્રજા પીડાનો ચિંતા કરતા હતા, તથા મનુષ્ય માત્રના સ્વાભાવિક હક્ક–સ્વરાજનાં સુરીલાં ગીત

ગાતા હતા. ઉપર કહેલાં વાક્યોનો ભાવ પરમહંસજીના નિચેનાં વચનોમાં પ્રગટ થાય છે.

"ભારતનાં સંતાનોના અભાગ્યોદયથી તથા આર્યોના આળસ, પ્રમાદ તથા પરસ્પર વિરોધથી પોતાનું સુરાજ્ય ગુમાવી બેઠા. જ્યારે પોતાનું રાજ્ય ગુમાવી બેઠા તો પછી દેશ-વિદેશોમાં આર્યોના રાજ્યની તો હાલમાં વાતજ શી કરવી ! જે કોઈ દેશી રાજાઓ છે તે પણ વિદેશીઓના પદાક્રાન્ત બની રહેલા છે !! જ્યારે દુર્દિન આવે છે, ત્યારે દેશવાસીઓને અનેકાનેક દુ:ખ ભોગવવાં પડે છે."

"કોઈ ગમે તેટલો યત્ન કરે તોપણ સ્વદેશી 'રાજ્ય સર્વોપરિ કહેવાય છે. તેની બરોબર વિદેશી રાજ્ય આવી શકેજ નહિ. યદિ વિદેશી રાજ્ય મત-મતાંતરના આગ્રહથી રહિત, પોતાના કે પારકાના પક્ષપાતથી રહિત, પ્રજા ઉપર માતા-પિતાની સમાન કૃપા તથા ન્યાય અને દયાથી યુક્ત હોય, તોપણ તે સ્વરાજ્ય જેવું પૂર્ણ સુખ દાયક કહેવાય નહિ. કેમકે ભિન્ન ભિન્ન ભાષા. પૃથક પૃથક શિક્ષા, તથા અલગ વ્યવહારાનો વિરોધ છૂટવો એ અતિ દુષ્કર છે. ઉપરોક્ત દુર્ગુણો છોડયા સિવાય એક બીજાનો પૂર્ણ ઉપકાર થવો ઘણો કઠિનછે."

સ્વામીજી મહારાજે સત્યાર્થ પ્રકાશના વિશેષ સંમુલ્લાસમાં સ્વરાજ્યનું વર્ણન તો કર્યું છે પરંતુ ભારત દેશની દીન દશા, પરાધીન પ્રજાની અવસ્થા તથા જનતાની અધોગતિ, તેમના વિમળ ચિત્ત-દર્પણ ઉપર એવી પ્રતિબિંબિત હતી, કે તે પરમ પ્રભુને પ્રાર્થના કરતાં પણ પોતાના દેહાદિક ઉદ્ગારો આ પ્રમાણે પ્રકાશિત કરતા હતા 'હે પ્રભુ! હું ચક્રવર્તિ રાજ્ય તથા વિજ્ઞાન યુક્ત હોઉ, આપને જે આત્માઆદિ અર્પણ કરે છે, તેમને આપ અવશ્ય વ્યવહારિક તથા પારમાર્થિક સુખ અવસ્ય પ્રદાન કરો છો. હે પરમેશ્વર ? આપ કૃપયા અમોને કોમલતા આદિ ગુણ- યુક્ત ચક્રવર્તિ રાજાઓની નીતિ દાન કરો. સત્ય વિદ્યાથી યુક્ત સુનીતિ પ્રદાન કરીને અમોને 'શીઘ્ર સામ્રાજ્ય

ધિકારી બનાવો." "હે ઇશ્વર અમોને સહાયતા કરો, જેથી સુનીતિ યુક્ત થઇને હમારૂં સ્વરાજ્ય વિશેષ સીમાવાળું થઇ જાય. ઘોડાઆદિ શ્રેષ્ટ પશુઓથી, તથા ચક્રવતિ રાજ્યના ઐશ્વર્યથી હમારી કામના પૂર્ણ કરો અમે અન્યોન્ય પ્રીતિ રાખીને, પરમ બલવાન થઇને તથા પરાક્રમી બનીને સદા નિષ્કંટક ચક્રવર્તિ રાજ્યને ભોગવીએ."

"પરમ ઐશ્વર્ય યુક્ત ચક્રવર્તી રાજ્યાદિ તથા સર્વોત્કૃષ્ટ વિદ્યા, કે જે સ્થિર તથા સુખ કારક છે, કૃપા કરીને તે મને પ્રાપ્ત કરાવો. આપની કૃપાથી અમે આપના પુત્રો ઉત્તમ સુખને પ્રાપ્ત થઇએ. જ્યાં સુધી જીવીએ ત્યાંસુધી ચક્રવર્તી રાજ્યાદિથી સુખી રહીએ.હે મહારાજાધિરાજ પરબ્રહ્મ! આપની કૃપાથી અમે અખંડ ચક્રવર્તી રાજ્યને માટે શૌર્ય, ધૈર્ય, નીતિ, વિનય, પરાક્રમ, તથા બલઆદિ ઉત્તમ ગુણોથી પુષ્ટ થઇએ. અમારા દેશમાં અન્ય દેશના રાજા કદાપિ નહોય તથા અમે કોઇદિવસ પરાધિન ન હોઇએ."

શ્રી સ્વામીજી આયાવર્ત દેશના મહત્વ ઉપર એટલા મોહિત હતા, કે તેના સૌન્દય ને તે અન્ય સાથે-તુલના થઇ શકે નહિ તેવું સમજતા હતા. એ ભાવનો પ્રકાશ તેમણે આ વચનોમાં કર્યો છે." આ આર્યવર્ત્ત દેશ એટલો તો સુંદર છે, કે ભૂગોલ ભરમાં એના જેવા અન્ય દેશ નજરે પડતો નથી. એ કારણથી ભારત ભૂમિનું નામ સુવર્ણ ભૂમિ પડયું છે. કેમકે આ ભૂમિસુવર્ણાદિ રત્નોને ઉત્પન્ન કરે છે, સૃષ્ટિની આદિમાં આર્યલોકો એટલા માટેજ આ દેશમાં આવીને વસ્યા હતા. પૃથ્વી ભરમાં વસતા તમામ મનુષ્યો આ દેશની પ્રસંસા કરે છે, તથા આ દેશમાંથી કંઈ મેળવવવાની આશા રાખે છે. લોકોમાં પારસમણિની વાત સાંભળવામાં આવે છે કે, તે લોખંડને અડકાડવાથી સુવર્ણ બનીજાય છે. જોકે આ વાત તો કલ્પિત છે. પરંતુ આ આર્યાવર્તજ દેશ સાચો પારસમણિ છે. જેમાં લોખંડના જેવા દરિદ્ર વિદેશી લોકો આવીને વસેછે, અને સુવર્ણ જાતિ ધનાઢય બની જાય છે.

સૃષ્ટિની આદિથી મહાભારતના સમય સુધી સર્વ સાર્વભૌમ ચક્રવર્તી રાજા આર્ય કુલમાંજ ઉત્પન્ન થયા છે, હાલ તેજ પૂર્વજોનાં સંતાનો અભાગ્યોદયથી રાજ્ય ભ્રષ્ટ થઇને વિદેશીઓના પાદાક્રાન્ત થઈ રહ્યાં છે. ”

સ્વામીજી મહારાજ ગો આદિ પશુઓની રક્ષાનું વર્ણન કરતાં ભારતવાસીઓની દુઃખ વૃદ્ધિનું કારણ એ બતાવે છે કે, આવા ઉપયોગી પશુને મારનારને સર્વ મનુષ્યોની હત્યા કરનાર જાણુવા. જુઓ, જ્યારે આર્યોનું રાજ્ય હતું, ત્યારે તે મહોપકારક ગાયઆદિ પશુનો વધ કરવામાં આવતો નહતો. ત્યારે આર્યાવર્ત વા અન્ય દેશોમાં મનુષ્યાદિ પ્રાણીઓ આનંદમાં રહેતાં હતાં દૂધ, ઘી આદિ વસ્તુઓ તથા બળદ આદિ પશુઓની વૃદ્ધિથી અન્ન-રસ પુષ્કળ પ્રાપ્ત થતાં હતાં. જ્યારથી ગૌ આદિ પશુઓના ઘાતક, માંસાહારી, મદ્યપ આ દેશમાં આવવા લાગ્યા અને રાજ્યાધિકારી થયા. ત્યારથી ક્રમશઃ આર્યોના દુઃખની વૃદ્ધિ થતી ગઈ છે. ”

શ્રી મહારાજ, આર્યજાતિની અધોગતિનું, તથા તેમના ઐશ્વર્યના પતનનું વર્ણન, અત્યંત મર્મભેદી વચનોમાં કરતાં કહે છે કે–આર્યાવર્તમાં વિદેશીઓનાં રાજ્યનું કારણ આપસની ફૂટ, મતભેદ, બ્રહ્મચર્યનો નાશ, વિદ્યાનો અભાવ, બાલકાલમાં અસ્વયંવર વિવાહ, મિથ્યા ભાષણ, વિષયાસક્તિ આદિ કુલક્ષણ, તથા વેદ વિદ્યા આદિના પ્રચારનો અભાવ આદિ દુષ્કર્મ છે. જ્યારે ભાઈની સાથે ભાઈ લડવા લાગી જાય છે, ત્યારે ત્રીજો પરાયો માણસ આવીને પંચ બની બેસે છે. શું પાંચ સહસ્ર વર્ષ ઉપરની લડાઇ ભૂલી ગયા? જુઓ આપસની ફૂટથીજ કૌરવ, પાંડવ તથા યાદવોનો નાશ થઇ ગયો. તેમનો નાશ થયો એટલુંજ નહિ પણ અદ્યાપિ પર્યંત તેની અસર રહી છે કે ભારત વર્ષ પગભર થઈ શકયો નથી. કોણ જાણે કે એ ભયંકર રાક્ષસના પંજામાંથી ભારત ક્યારે છૂટશે ! તે ઓગ

હત્યારા સ્વદેશ–વિનાશક, નીચ, દુષ્ટ દૂર્યોધનના અધમ માર્ગમાં ચાલીને હજુપણ આર્યલોકો દુઃખમાં વૃદ્ધિ કરી રહ્યા છે. પરમાત્મા કૃપા કરે કે અમારો ( આર્યોનો ) રાજરોગ સત્વર નષ્ટ થઇ જાય."

કોઈ પણ જાતિની અધોગતિમાં આપસની ફૂટ જેટલી સહાયક છે તેટલાજ આલસ્ય–પ્રમાદ છે. જે જાતિ દુર્ગુણ તથા દોષોના દળ દળમાં ફસાઇ જાય છે, તેમનો સુધાર સુગમતાથી થઈ શકતો નથી. પરમહંસ દયાનંદજી આર્ય જાતિની અધોગતિના કારણ ઉપર દષ્ટિ-પાત કરતાં કહે છે કે–" સ્વાયંભુવ રાજાથી પાંડવ પર્યંત આર્યોનું ચક્રવર્તી રાજ્ય પૂર્ણ રીતે ચાલી રહ્યું. તત્પશ્ચાત્ પરસ્પરના વિરોધથી તે લોકો લઢી વઢીને નષ્ટ થઇ ગયા. પરમાત્માની આ સૃષ્ટિમાં અભિમાની, અન્યાયકારી, અવિદ્વાન લોકોનું રાજ્ય લાંબો સમય ચાલતું નથી. સંસારની આ સ્વાભાવિક પ્રવૃત્તિ છે, કે જ્યારે લોકોની પાસે પ્રયોજનથી ( પ્રમાણથી ) અધિક ધન–ઐશ્વર્ય વધી જાય છે, ત્યારે, તેમનામાં આલસ્ય, પ્રમાદ, પુરુષાર્થ–હિનતા, ઇર્ષ્યા, દ્વેષ તથા વિષયા શક્તિ રૂપી દોષોની વૃદ્ધિ થાય છે. "

મહર્ષિ દયાનંદ જે સમયે કમર કસીને કાર્ય–ક્ષેત્રમાં ઉતરી પડયા હતા, તે વખતે ભારત વર્ષમાં અત્યંત પરિવર્તન થઇ ગયેલું નજરે પડતું હતું. પશ્ચિમી વિજ્ઞાન રૂપી ભૂકંપ પૂર્વની વિચાર–શિલાઓને વારંવાર કંપાયમાન કરી રહ્યો હતો. પાદરીઓના ખંડન રૂપી ખડ્ગ તથા વચનરૂપી બાણવર્ષાએ તે સમયના પુરોહિતોને પ્રાયઃ પરાસ્ત કરી દીધેલા હતા. પશ્ચિમી સભ્યતાની ચમક–દમક ( રોશની ) ભારતની પ્રજાને પોતાના ફંદામાં ફસાવી રહી હતી. વેશમાં ( વસ્ત્ર–પહેર વેશમાં ) આભુષણોમાં, ભાષામાં તથા રહન સહનમાં ( રિત–રિવાજોમાં ) એટલું બધું પરિવર્તન થઇ રહ્યું હતું કે, અહીંની જાતિય મંદિરની પ્રત્યેક ઇંટ ઉખડી જાય. અર્થાત્ અત્રેની આર્ય જાતિનો વિધ્વંશ થઇ રહ્યો હતો. પરાધિનપણું એટલું બધું ચાલી ગયું હતું

કે સ્વતંત્રતાનું નામ પણ બોલવાના હોશ રહ્યા હતા નહિ. દંડી દયાનંદજી આ થતા પરિવર્તનરૂપી મહા ચંચલ ચક્રને રોકવામાં તેના માર્ગમાં એક જબરી અડચણ રૂપ બની બેઠા હતા. તેમણે પોતાના જ્ઞાનથી, બુદ્ધિ-બલથી, તથા શુદ્ધ તર્કના પ્રતાપથી પશ્ચિમી માયા જાલનો પડદો એકદમ ઉડાવી દીધો, અને ભ્રમમાં ભરાયલી સનાતન પ્રજાને સત્યનો બોધ આપવા માંડ્યો."

શ્રી સ્વામીજી મહારાજ કોઇ પણ જાતિના બહિરંગ (બહારના) નું અનુકરણ કરવું એ અનુચિત તથા આડંબર માનતા હતા. તેના ઉપર ભારત વાસીઓને આ પ્રમાણે ભાવ પૂર્ણ ઉપદેશ આપ્યો હતો-" પ્રશ્ન-જુઓ. યુરોપીયનો બૂટ મોજાં, કોટ-પાટલુન, પહેરે છે તથા હૉટલોમાં સર્વના હાથનું ખાય છે, પીએ છે તેથીજ તેમની ઉન્નતિ દિવસે દિવસે વધતી જાય છે."

ઉત્તર-" આમ માનવું એ આપની ભારે ભૂલ છે, જુઓ, મુસલમાનો તથા અન્ય ઘણા સર્વના હાથનું ખાય છે, પીએ છે, તો તેમની પણ ઉન્નતિ થવી જોઇએ; પણ તેમ થતું નથી. યુરોપીયનોની ઉન્નતિ એટલા કારણથી થઈ રહી છે કે તેઓ બાલ્યાવસ્થામાં વિવાહ કરતા નથી, પુત્ર-પુત્રીઓને સુશિક્ષા આપે છે, તથા સ્વયંવર વિવાહ કરે છે. તે કોઇની પાખંડ-જાલમાં ફસાતા નથી પણ સઘળું પરસ્પર વિચાર કરીને કરે છે. (સભામાં નિશ્ચિત કરીને કરે છે) પોતાની જાતિની ઉન્નતિને માટે પોતાનું તન, મન, ધન ખર્ચવામાં પાછીપાની કરતા નથી. આળસને ત્યાગી સદા ઉદ્યોગી જીવન ગાળે છે. વળી આગળ જુઓ-સાંભળો તે લોકો પોતાના દેશમાં બનેલાં જૂતાંને કેટલું માન આપે છે? કચેરી તથા કોઇ કાર્યાલયમાં દેશી જોડા પહેરીને જવા દેશે નહિ, પણ ઈંગ્લીશ બૂટ પહેરીને જવામાં કંઇ રૂકાવટ થતી નથી. એટલામાંથી જ સમજીલો કે તેઓ પોતાના દેશ ઉપર કેટલી મમતા (પ્રેમ) રાખે છે! વળી વધુ સાંભળો,

યુરોપીયન લોકો આવ્યાને આ દેશમાં સોથી કંઇક વધુ વર્ષ થયાં છે, છતાં પણ તે લોકોએ પોતાના દેશના રિત–રિવાજો પહેરવેશ વિગેરેમાં લવલેશ પણ ફેરફાર કર્યો નથી, અર્થાત્ આ દેશનું ચાલુ અનુકરણ તેમણે કર્યું નથી; પરંતુ આ દેશના ઘણા લોકોએ તેમના રિત–રિવાજો, કપડાં, ખાવા પીવાની વસ્તુઓ તથા ભાષા આદિમાં મોટો ફેરફાર કરી દીધો છે, અર્થાત્ યુરોપીયનોનું વિના વિચારે અનુકરણ કરી લીધું છે. આ ઉપરથી જણાય છે કે ભારતવાસીઓ નિર્બુદ્ધિ તથા તેઓ બુદ્ધિવાન છે. એવું અનુકરણ કરવું એ કોઇ બુદ્ધિમાનનું કામ નથી. ”

“ તે લોકો જે કાર્ય કરવા રહે છે તેને તે પૂર્ણ કાળજી તથા વફાદારીથી કરે છે. પોતાના ઉપરીની આજ્ઞા પૂર્ણ રીતે પાળે છે. પોતાના દેશવાસીઓને વ્યવહારાદિમાં સહાયતા આપે છે; ઈત્યાદિ ગુણો તથા સારાં કર્મોથી તેમની ઉન્નતિ થઇ રહી છે. બૂટમોજાં. કોટપાટલુન તથા હૉટલમાં ગમે તેના હાથનું ખાવા પીવા જેવા સાધારણ તથા બીજાં બુરાં કાર્યોથી તેમની ઉન્નતિ થઇ રહી નથી.

સ્વામી શ્રી દયાનંદજી પોતાના ઉપદેશો તથા વાર્તાલાપદ્વારા ભારતવાસીઓમાં સદા એ ભાવ ભરતા હતા કે—જેથી તેમને મનુષ્યત્વનું ભાન થાય, તેઓ ભોળા, નિસ્તેજ તથા ભીરૂ ન રહે. મહારાજના હૃદયમાં મનુષ્યત્વનું માન કેટલું હતું તેનું ભાન તેમનાં ઉપદેશથી થાય છે.

“ મનુષ્ય તેને કહેવો જોઇએ કે જે મનનશીલ થઇને અન્યના સુખ દુઃખ તથા હાનિ–લાભને પોતાની માફક સમજે. અન્યાયકારી ગમે તેટલો બળવાન હોય તો પણ તેનાથી ન ડરે, પણ નિર્બળ કિંતુ ધર્માત્મા હોય તો પણ તેનાથી ડરીને ચાલે. એટલુંજ નહિ કિંતુ મહાત્માજન ચાહે તો અનાથ, નિર્બળ તથા નિર્ગુણી હોય તો પણ પોતાના બધા સામર્થ્યનો ઉપયોગ કરીને તેમની રક્ષા, ઉન્નતિ

તથા પ્રિય આચરણ કરવું જોઈએ. અધર્માજન ચાહેતો ચક્રવર્તી રાજા સનાથ, મહાબલવાન તથા ગુણી ભલે હાય તોપણ તેને સહાયતા નહિ કરતાં તેનો નાશ તથા અવનતિ સદા કરતા રહેવું. જ્યાં સુધી બને ત્યાં સુધી અન્યાયકારીઓના બળની હાનિ કર્યા કરે. આમ કહેતાં ચાહે તેટલું દુઃખ પડે, પ્રાણ પણ ભલે આપવા પડે તો પણ આ મનુષ્યત્વરૂપી સ્વધર્મને કદાપિ ન છોડવો."

અન્ય જનોને લાભ પહોંચાડવો એ મનુષ્યત્વનું ચિન્હ છે. એવું મહારાજનું માનવું હતું. તેને અનુકુલ આ પ્રમાણે વચનો છે–

" આ અનિશ્ચિત, ક્ષણ–ભંગુર, જીવનમાં પારકાને હાનિ કરીને સ્વયં લાભ મેળવવાથી વંચિત રહેવું, તથા અન્યને વંચિત રાખવા પ્રયત્ન કરવો એ મનુષ્યત્વથી વિરૂદ્ધ છે."

મનુષ્યત્વનું આગળ જતાં વર્ણન કરે છે કે " મનુષ્યથી ભિન્ન જેટલા પ્રકારનાં પ્રાણીઓ છે, તેમાં બે પ્રકારના સ્વભાવ છે. પ્રથમ બળવાનોથી ડરવું, તથા દ્વિતીય નિબલોને ડરાવવું અથાત્ તેમને પીડા કરવી તે એટલે સુધી કે તેનો પ્રાણ દેહથી અલગ કરીને પણ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી લેવો. જો આવો સ્વભાવ કોઇ મનુષ્યમાં હોય તો તેને પણ મનુષ્ય નહિ ગણતાં તેવા સ્વભાવવાળા પ્રાણીની ગણત્રીમાં ગણવા જોઇએ. પરંતુ જે મનુષ્ય નિર્બલ ઉપર દયા, તથા ઉપકાર કરે છે, અન્ય પ્રાણીઓને દુઃખમાંથી બચાવવા પોતાના તન, મન, ધનનો ઉપયોગ કરવા સદા તૈયાર રહે છે, પાપ કર્મો કરવાથી દૂર રહે છે, તથા સત્ય કર્મ કરવામાં નિર્ભય તથા નિઃશંક રહે છે તેજ મનુષ્ય ધન્યવાદને પાત્ર છે. આ પ્રમાણેના ગુણો મનુષ્ય જાતિના નિજ–ગુણો કહેવાય છે.

इति:-

# ત્રયોદશ બિન્દુ.

—:૦:—

## સામાજિક–સુધાર.

સ્વામીજી મહારાજ સમાજ સુધારક પણ હતા. તેમણે સમાજ સુધારમાં જેટલો પ્રયત્ન કર્યો છે. તેટલો ભાગ્યેજ કોઇએ કર્યો હશે. સ્ત્રીઓના અધિકાર–પક્ષની ઘોષણા કરવામાં, તથા તેમને માટે વેદ વિદ્યાનાં દ્વાર ખુલ્લાં કરાવવા ભારે પરિશ્રમ કરનારમાં સ્વામીજી પ્રથમ પુરુષ હતા. વળી સ્વયંવરની પ્રાચીન વિવાહ–પ્રણાલીની શિક્ષા પણ તેમણેજ પ્રથમ આપી હતી.

શૂદ્રજનોના સુધારનું સૂત્ર સંગઠન કરનાર પણ દયાનંદ મહારાજ હતા. તેમના વચનોમાં એ વાત સ્પષ્ટ જણાય છે, કે ચારે વર્ણો ગુણ–કર્માનુસાર છે. ગુણ–કર્મ બદલાઈ જતાં વર્ણ પણ બદલાઇ જાય છે. જન્મથી વર્ણ સંભવીજ શકે નહિ. મહારાજ શ્રી આર્ય તથા શૂદ્ર શબ્દનો અર્થ જાતિ–પરક કરતા હતા નહિ. આર્ય એટલે શ્રેષ્ટ જન, તથા જે મૂર્ખ દુષ્ટ છે તે અનાર્ય. દસ્યુ–દાસ કહેવાય છે. આર્યોના બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એમ ચાર ભેદ છે. દ્વિજ–વિદ્વાનોને આર્ય કહે છે, અને અનપઢ–અવિદ્વાન તથા અનાડી ને શૂદ્ર કહે છે."

સ્વામીજી મહારાજ શૂદ્રોને અસ્પૃશ્ય ગણતા હતા નહિ. તે મનુષ્ય માત્રને સ્પૃશ્ય ગણતા હતા. કોઇપણ શુદ્ધ તથા સ્વચ્છ રહેનાર આર્યજનના હાથનાં અન્ન–જળ લેવાં એ ધર્મ વિરૂદ્ધ નથી. તેમનું એ પણ માનવું હતું કે હરેક–ગમે તેવા–મનુષ્યના હાથની બનાવેલી રસોઈ ખાવાથી અભક્ષ્ય–ભક્ષણનું કુલક્ષણ દાખલ થવાની સંભાવના રહે છે. એટલામાટે રસોઈ કરનારની શુદ્ધતાઈ ઉપર તથા તેના ભક્ષ્યા–ભક્ષ્ય ઉપર વિચાર કરવો જોઇએ. ભોજનનો

બખેડો આટલો બધો વધી પડયો છે, તેનું વર્ણન સ્વામીજી આ પ્રમાણે કરે છે–" જ્યારથી ઇસાઈ, મુસલમાન આદિ મતમતાંતર ચાલ્યા, તેઓ ગોમાંસભક્ષી હોવાથી આપસમાં વેર–વિરોધ વધ્યો અને તેમના સહવાસથી આર્ય કોમ પણ તેવી બનવા લાગી; ત્યારથી એક બીજાની સાથે ખાવા–પીવાના નિયમોમાં મહાન પરિવર્તન થઈ ગયું. "

શૂદ્રના હાથની રસોઇ ખાવાના સંબંધમાં સ્વામીજીનો આ પ્રમાણે મત છે–" રસોઈનું કામ શૂદ્રોને જ સોંપવું. કારણકે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યવર્ણના સ્ત્રી પુરુષો વિદ્યા ભણવા–ભણાવવાનું, રાજ્ય પાલનનું તથા ખેતી આદિનું કામ કરવામાં તત્પર રહે છે. જો તેઓ ભોજનાદિના કરવામાં વખત ગુમાવેતો બીજાં ઉપયોગી કામો અટકી પડે છે. માટે શૂદ્ર અર્થાત્ જેઓ ભણવા–ભણાવવામાં, રાજ્ય–પાલનમાં, અને ખેતી આદિ કામોમાં અસમર્થ હોય તેવા મનુષ્યોને રસોઇ બનાવવાનું કામ સોંપવું. એટલું ધ્યાનમાં રાખવું કે આપત્કાલ સિવાય શૂદ્રના ઘરમાં બનાવેલી રસોઈ તથા તેમનાં પાત્રનો ઉપયોગ કરવો નહિ. પોતાને ત્યાં શૂદ્રને રસોઇ માટે રાખેલો હોય તો તેને વસ્ત્રાદિથી શુદ્ધ રાખવો જોઈએ. "

જે માણસ આર્ય નથી, તેમના સંબંધમાં મહારાજશ્રીનાં આ વચનો છે.–" મુસલમાન. ઈસાઇ આદિ મદ્યમાંસાહારિઓના હાથની બનાવેલી રસોઈ ખાવાથી આર્યોને પણ તેમના ઉક્ત દુર્ગુણો લાગી જાય છે. માટે તેવા મદ્યમાંસાહારિઓની રસોઇ સર્વથા ત્યાજ્ય છે. કિંતુ આર્યોના પરસ્પર ભોજન વ્યવહારમાં કાંઇ દોષ નથી. "

" આર્યોમાંથી જો કોઈ માણસ શુદ્ધ રીતે રસોઇ તૈયાર કરે તો સર્વે આર્યો સાથે મળીને ભોજન કરી શકે તેમાં કંઇ દોષ નથી, જો બ્રાહ્મણાદિ વર્ણોનાં સ્ત્રી–પુરુષાદિ રસોઇ બનાવવામાં વખત ગુમાવે, તો વિદ્યાદિ શુભગુણોની વૃદ્ધિ થઈ શકે નહિ. "

ભોજનની એકતાથી દેશમાં એકતા આવે એ વાત્ત ઠીક નથી.

આ વિષયમાં સ્વામીજીએ એક યુરોપીયનના પ્રશ્નના ઉત્તરમાં કહ્યું હતું કે એકજ જલાશયમાં અનેક પશુઓ સાથે મળીને પાણી પીએ છે, છતાં પણ તેમનામાં એકતા હોતી નથી. એક ઈસાઇ રાજા યા અન્ય ધર્મના રાજાઓ નિરંતર સંગ્રામમાં લાગ્યા રહે છે. જો એ સાથે ખાવા-પીવાથીજ એકતા આવતી હોય તો તેમનામાંજ આવવી જોઇએ. એકતાના વાસ્તવિક કારણો કિયાં કિયાં છે તેનો ઉપદેશ કરતાં કહે છે કે-" જ્યાં સુધી એક મત, એક હાનિ-લાભ એક સુખ-દુઃખ માનવામાં ન આવે, ત્યાંસુધી એકતા આવવી સંભવિત નથી. પરંતુ જ્યાં સુધી લોકો બુરી વાતને છોડી દઇને સારી વાતોને ગ્રહણ નથી કરતા ત્યાં સુધી ફક્ત ખાન-પાન એક થવાથીજ એકતા થાય એ વાત સાચી નથી; એટલુંજ નહિ પણ ઉલટી નુકસાન કરનારી છે. "

સ્વામીજી મહારાજ અભક્ષ્યનુ ભક્ષણ કરવું એમાં મહાન દોષ માનતા હતા. અભક્ષ્ય ભોજનનાં સાધારણ લક્ષણ આ પ્રમાણે ગણાવ્યાં છે.-" હિંસા કરીને, ચોરી કરીને, વિશ્વાસઘાત કરીને, છલ-કપટ આદીથી મેળવેલા પદાર્થોનો ઉપભોગ કરવો એ સર્વે અભક્ષ્ય પદાર્થો કહેવાય છે. જે જે પદાર્થો આપણી પ્રકૃતિથી વિરૂદ્ધ છે, તે સર્વ અભક્ષ્ય સમજવા, અને તેનો ત્યાગ કરવો જોઇએ. જે જેને માટે નક્કી કરેલા પદાર્થો છે, તે ભક્ષ્ય પદાર્થો સમજવા.

મહારાજ શ્રી સહભોજ યા ભોજનની સ્વતંત્રતાનો અર્થ એવો નહોતા કરતા કે મરજી મુજબ ગમે ત્યાં તથા ગમે તેવી રીતે ભોજન કરી લેવું. સ્થાનની શુદ્ધિ ખાસ કરીને જોવા જોઇએ. તેની સાથે ખાદ્ય પદાર્થ, વાસણો વિગેરેની સ્વચ્છતાનો પણ વિચાર કરવો ઉચિત્ છે. પણ ચોકાની અંદર કોઇ પણ આવી શકે નહિ, વાસણ તથા ભોજનને અડકી જવાય નહિ વિગેરે આડંબરમાંજ ધર્મ-કર્મની ઇતિ શ્રી સમજવી જોઇએ નહિ.

આ વિષયમાં શ્રી ઉપદેશ આ પ્રમાણે છે-" ભોજન બનાવવાનું સ્થાન પ્રતિદિન છાણુ, માટીથી તથા વાળી ઝાડીને સાફ રાખવું જોઇએ. યદિ પત્થરનું પાકું સ્થાન હોય તો પાણીથી ધોઇને સાફ કરવું જોઇએ. જે સ્થાન દેખાવમાં રમણિય, સ્વચ્છ હોય તે ભોજન ને માટે લાયક ગણાય છે.—સાંજ ભોજન કરવું જોઇએ. "

છુઆછુત ( સ્પર્શા સ્પર્શ ) તથા વિદેશ ગમનની બાબતમાં કહે છે કે " મૂઢતા તથા દુર્બુદ્ધિથી આ ભારત વર્ષના લોકોએ ભોજનની બાબતમાં ચોકા તથા સ્પર્શની બાબતમાં મોટો બખેડો ઉભો કરીને માનોકે પોતાની સ્વતંત્રતા ઉપર, પોતાના આનંદ ઉપર ધન, રાજ્ય, વિદ્યા તથા પુરુષાર્થ ઉપર પણ ચોકો લગાવી દીધો છે. હવે હાથ ઉપર હાથ રાખીને બેઠા છે, અને ઇચ્છા કરે છે કે કંઇ મળેતો જીવન યાત્રા ચલાવીએ. આ પ્રમાણે આખા ભારત વર્ષની દુર્દશા થઈ રહી છે. "

શ્રી મહારાજ દેશ–વિદેશની યાત્રા કરવી એ ધર્મ–વિરૂદ્ધ ગણતા ન હતા. કળા–કૌશલ્ય આદિ શીખવાને માટે વિદેશમાં જવુંજ જોઇએ; પરંતુ યાત્રી એટલો નિશ્ચય કરે કે વિદેશમાં જઈને હું ભોજન તથા રહન સહનમાં યા અન્ય કોઇ પણ બાબતમાં સ્વધર્મથી ઉલટી રીતે વર્તિશ નહિ. આ સંબંધમાં શ્રી–મુખ વાણી આ પ્રમાણે છે—

" યાત્રી એ સમજીલેકે ધર્મ મારા આત્મા તથા કર્તવ્યની સાથે છે. જ્યારે લોકો સારાં કામ કરે છે, ત્યારે તેમને દેશ–વિદેશમાં જવામાં કંઈ દોષ નથી. જે માણસ બહાર તથા અંદરની પવિત્રતા રાખે છે, સત્ય વ્યવહાર ચલાવે છે. તે ગમે ત્યાં જવા છતાં પણ આચાર તથા ધર્મમાં ભ્રષ્ટ થઇ શકતો નથી. "

સ્વામીજીના સમયમાં બંગાલ તથા મુંબઈમાં બે એક સમાજો કંઈક સુધારાનું કામ કરતી હતી. પરંતુ તે સમાજોના સભાસદો આર્યોના પુરાતન તત્વથી વિમુખ હતા. એટલુંજ નહિ પણ તે પ્રાચીન

પ્રણાલીનો તિરસ્કાર કરતા હતા. તે સભાસદો પાશ્ચાત્ જ્ઞાન–વિજ્ઞાન ભાવ–ભાષા, તથા ખાનપાન આદિ રિવાજોનું ત્વરિત્ ગતિથી અનુકરણ કરી રહ્યા હતા. તેમને પોતાના પૂર્વજો ઉપર ઘૃણા ઉત્પન્ન થઇ ગઇ હતી, એટલુંજ નહિ પણ તેઓ પોતાના સનાતન કુલ–રિત રિવાજો, પુરાતન સંસ્કારો તથા ધર્મ–કર્મ છોડતા જતા હતા. એવા લોકોને માટે ખાસ કરીને મહારાજશ્રીએ ઉપદેશ કર્યો હતો કે "આ લોકોમાં સ્વદેશ ભક્તિ અત્યંત ઓછી છે. તેમણે પોતાનાં ઘણાં આચરણોમાં ઇસાઇઓનું અનુકરણ કર્યું છે. ખાન–પાન તથા વિવાહ આદિ નિયમો પણ બદલી નાખ્યા છે, પોતાના દેશની પ્રશંસા તથા પોતાના પૂર્વજોની મોટાઈ બતાવવી તો દૂર રહી પણ ઉલટી તેમની પેટ ભરીને નિંદા કરે છે. વ્યાખ્યાનોમાં પણ ઇસાઇઓ–પરોપકારી પરદુ:ખભંજન તથા ધર્માત્મા છે, એ પ્રમાણે તેમની પ્રશંસા કર્યા કરે છે. " પરંતુ મહર્ષિઓના નામ સુદ્ધાંત લેતા નથી."

કિન્તુ કહે છે કે સંસારમાં આજ સુધી અંગ્રેજો જેવા વિદ્વાનો કોઈ થયા નથી, આર્યાવર્તના લોકો તો મૂળથી જ મૂર્ખ ચાલ્યા આવે છે. તેમની ઉન્નતિ કોઇપણ વખતે થઈ જ નથી.

મહારાજને આ તરફતો સુધારાના વિરોધી મહંત મંડળ સાથે યુક્તિયુક્ત મલ્લયુદ્ધ કરવું પડતું હતું, અને બીજી તરફ પશ્ચિમના સુધારાનું અનુકરણ કરનારા સુધારક–સમુહની સાથે ધર્મ–સંગ્રામ કરવો પડતો હતો. આ અવસ્થામાં પરમહંસજીનુ કાર્યક્ષેત્ર કેટલું કંટકમય હતું એ વાત સુગમતાથી સમજમાં આવી શકે તેમ છે. સ્વામીજી જાતિજીવનથી વિમુખ થયેલા મનુષ્યોને આ પ્રમાણે ઉપદેશ આપે છે. " આપ આ દેશનું અન્ન જલ ગ્રહણ કરી મોટા થયા છો, હમણાં પણ આ ભૂમિથીજ પાલન કરી રહેલા છો છતાં માતા પિતા અને પિતા–મહાદિના માર્ગને છોડી દઇને અન્ય વિદેશીઓના મતમાં અંજાઈ જવું તે તમારે માટે ઠીક કહેવાય નહિ. તે લોકો એવું સમજી

બેઠા છે કે, ખાવાપીવામાં અને જાતિ ભેદ તોડવાથી અમારો અને અમારા દેશનો સુધાર થઇ જશે; પરંતુ તેથી સુધાર તો નહિ પણ ઉલટો બિગાડ થાય છે.''

ધાર્મિક દષ્ટિથી વિદેશીઓનું અનુકરણ કરનારા દલને ઉપદેશ આપતાં શ્રી સ્વામીજી મહારાજ કહે છે કે–" જ્યારે સઘળું સત્ય વેદોથી પ્રાપ્ત થાય છે, તો તેનો સ્વિકાર કરવામાં સંકોચ કરવો તે પોતાની તેમજ પારકી હાનિ કરવા બરાબર છે. તેજ કારણુથી આર્યાવર્તના લોકો તમને પોતાના ગણુતા નથી; અને ભારતની ઉન્નતિમાં તમે ઉપયોગી થતા નથી. દેશને જે રોગ લાગુ પડેલો છે તેની ઔષધિ આપની પાસે નથી. યુરોપીયનો તમારી બિલકુલ પરવાહ કરતા નથી અને અહીં ભારતવાસીઓ તમોને અન્ય મતાવલંબિઓ સમજે છે. પરંતુ હજી પણ વિચાર પૂર્વક વેદાદિ શાસ્ત્રને માન્ય રાખીને દેશોન્નતિ કરવા લાગી જાઓ તો સારી વાત છે."

" વિદ્યાનાં ચિન્હ ઉપવિત અને શિખાને ઉતારી દઈ ને મુસલમાન અને ઈસાઇઓ જેવા બની બેસવું તે તમારી ચેષ્ટા વ્યર્થ છે. જ્યારે પાટલુંન આદિ ધારણ કરો છો; તો શું યજ્ઞોપવિતનો ભાર તમને વિશેષ લાગે છે ? બ્રહ્માદિ મહર્ષિઓની સ્તુતિ નહિ કરતાં યુરોપિયનોની પ્રશંસા કરવામાં શું તમારો પક્ષપાત જણાતો નથી ? યદિ તમે ઉન્નતિ કરવી ઠીક ગણુતા હોતો આર્યસમાજ સાથે મળીને તેના ઉદ્દેશ્યાનુસાર કાર્ય કરવા લાગી જાઓ, નહિતો કંઈ હાથમાં આવી શકે તેમ નથી. તમને અને અમને ઉચિત છે કે જે દેશના અન્નજળથી આપણાં શરીર બન્યાં છે, તથા હાલ પણ તેનાથી પાલન પોષણ થઈ રહ્યું છે, તે દેશની તન–મન ધનથી અને પ્રેમથી સાથે મળીને ઉન્નતિ કરવી જોઇએ."

મહારાજનું માનવું હતું કે દેવાસુરે એ લોકાન્તરમાં કોઈ યોની નથી. આ લોકમાં શ્રેષ્ટ અને દુષ્ટ માણસોના તે બે ભેદ છે. " જે

મનુષ્ય સ્વાર્થી છે, અને પ્રાણોને પુષ્ટ કરવાવાળા છે, છલ–કપટાદિ દોષોવાળા છે. તે અસુર કહેવાય છે; અને જે મનુષ્યો પરદુઃખભંજન, પરોપકારી આદિ શુભગુણ યુક્ત છે, તે દેવ કહેવાય છે."

શ્રી સ્વામીજી મહારાજે ધર્મ તથા સમાજ સુધારામાં અસાર વસ્તુને શોધી દૂર કરી છે, પરંતુ સાર–વસ્તુનો તિરસ્કાર-ત્યાગ કર્યો નથી. તે મહાભારતાદિ ગ્રંથોના સાર–સંગ્રહનો આ પ્રમાણે ઉપદેશ કરે છે.

" મહાભારતાદિમાં વર્ણન કર્યા પ્રમાણે આર્યોમાં સભાદ્વારા રાજ્યનો પ્રબંધ કરી રાજ્ય ચલાવવાની ઉત્તમ રૂઢી યુધિષ્ટિર પર્યંત બરાબર ચાલતી રહી. આની મહાભારત, મનુસ્મૃતિ આદિ ગ્રંથો સાક્ષી પુરે છે. તેમાં કેટલોક પ્રક્ષિપ્ત ભાગ બાદ કરીને બાકીનો સર્વ ભાગ વેદાનુકુલ હોવાથી માનનીય છે. "

શ્રી સ્વામીજી, ભારતના શ્રી કૃષ્ણુજી તથા શ્રી રામાદિને ઇશ્વરના અવતારો તરીકે ગણતા હતા નહિ. પરંતુ તેમને મહાત્મા તથા મહાપુરુષો તરીક અવશ્ય સ્વિકારતા હતા. તે લખે છે કે, મહાભારતાદિ ગ્રંથોમાંથી એવો દાખલો મળવો મુશ્કેલ છે કે જેથી એમ સિદ્ધ થાય કે—શ્રી કૃષ્ણુજીએ જન્મથી તે મરણ પર્યંત કોઈ પણ પાપાચરણ કર્યું હોય ! એક બીજા સ્થાનમાં શ્રી કૃષ્ણજીને મહાધાર્મિક તથા મહાત્મા વિશેષણોથી સંબોધ્યા છે.

इति.



# ચતુર્દશ બિન્દુ.

## ગો—રક્ષા.

આધુનિક સમયમાં ગોમાતાના રક્ષણ માટે ગો-રક્ષિણી સભાની સ્થાપના કરનાર સ્વામીશ્રી દયાનંદ મહારાજ એક પ્રથમ પુરુષ હતા. તેમની પહેલાં ભારત-વર્ષમાં એવી સભા એક પણ નહતી. સ્વામીજી-એ તે સભાનું નામ "ગોકૃષ્યાદિ રક્ષિણી સભા" રાખ્યું હતું. 'ગો' ની સાથે કૃષિ શબ્દ રાખીને ગાયને ધર્મ તથા અર્થ-ઉપયોગિતા તરીકે ગણીને ગાયનું ધાર્મિક તથા આર્થિક દૃષ્ટિએ પાલન કરવાનું સર્વ મનુષ્યોનું કર્તવ્ય સાબિત કરી આપ્યું છે. આથી કરીને પારસી, મુસલમાન, ઈસાઈ આદિ કંઈક રીતે ગાયની ઉપયોગિતા સમજીને સંતુષ્ટ થયા. અને ગોવધની બાબતમાં સ્વામીજીનો પક્ષ પકડવા તૈયાર થયા. મહારાજની અંતિમ અવસ્થામાં તે સભાની સ્થાપના થઈ હતી. સભાનું કામ પૂર્ણ ઉત્સાહથી ચાલતું હતું. દુર્ભાગ્યવશાત્ મહારાજ-શ્રીનો ટૂંક સમયમાં દેહાન્ત થવાથી તે પ્રગતી ધીમી પડી. યદિ એક વર્ષ આયુષ્ય વધુ લંબાયું હોતતો ભારત વર્ષમાં મોટે ભાગે ગૌવધ બંધ થઈ જાત.

શ્રી મહારાજ સ્વયં ગો-રક્ષાને ધર્મનું એક અંગ માનતા હતા. તેમનો એ ભાવ આ શબ્દોથી પ્રગટ થાય છે. " જ્યારે સર્વને લાભ તથા સુખમાં જ પ્રસન્નતા છે, તો પછી કોઈ પ્રાણીનો વિના અપ-રાધે ઘાત કરીને પોતાનું પોષણ કરવું; એ સત્પુરુષોએ નિંદિત કર્મ શામાટે ન ગણવું ? સર્વ શક્તિમાન જગદીશ્વર આ સૃષ્ટિમાંના મનુષ્યોના આત્મામાં દયા તથા ન્યાયનો પ્રકાશ કરે, કે જેથી સર્વ જન દયાવાન તથા ન્યાયશીલ બનીને સર્વોપકારક બની શકે. સ્વાર્થ તથા પક્ષપા-તને છોડીને ગાય આદિ કૃપાપાત્ર પશુઓનો વિનાશ કરવો બંધ

કરવો જોઇએ, કે જેથી ઘી દૂધની પ્રાપ્તિ થાય, અને ખેતી આદિ કામોની સિદ્ધિથી સર્વ મનુષ્યો આનંદમાં રહે."

ગોચર ભૂમીઓ બંધ થઈ તે ઉપર લખે છે કે—

"કોઈ ગાય આદિ પશુ યદિ સરકારી જંગલમાં જઇને ઘાસ ખાય તો તે પશુ તથા તેના સ્વામીની દુર્દશા થઇ જાય છે. જંગલમાં આગ લાગીને સર્વ ઘાસ નાશ પામે તેની ચિંતા નહિ, કિંતુ પશુ ખાય તે ઠીક નહિ...ધ્યાનથી સાંભળોઃ—જેવું સુખ, દુઃખ આપણને લાગે છે તેવુંજ અન્ય માટે સમજવું જોઇએ. એ પણ સમજવું જોઇએ કે પશુઓથી તથા ખેતી કરનાર ખેડુતોના અધિક પુરુષાર્થથી રાજાનું ઐશ્વર્ય ઘણું વધે છે. તેથી રાજાએ સમજવું જોઇએ કે ગૌઆદિ પશુ તથા ખેડુતનું પાલન પોષણ કરવામાં બેદરકાર રહેવું જોઇએ નહિ. બેદરકાર રહેવાથી પોતાનું ઐશ્વર્ય નષ્ટ થઈ જાય છે. પ્રજા પાસેથી રાજા એટલા માટે કર લે છે કે તેના વડે પ્રજાનું રક્ષણ કરી શકાય. નહિ કે પ્રજાની સુખકારક ગાય આદિ પશુની હિંસા (નાશ) કરવામાં આવે. આજ સુધી જે બની ગયું તે બની ગયું પરંતુ હવે પછી આંખો ખોલો. અને હાનિકારક કામો કરતાં અટકો અને અન્યને કરતા અટકાવો.

આગળ લખે છે કે—"સ્વાર્થી લોકો તો અન્યને હાનિ પહોંચાડીને પોતાનું પ્રયોજન સિદ્ધ કરે છે; પરંતુ સજ્જનોએ તો આ અનાથ પશુની તન, મન, ધનથી રક્ષા કરવી જોઇએ. તે શા માટે નથી કરતા ? ધન્ય છે તે સજ્જન આર્યજનોને કે જેમણે ઇશ્વરના નિયમાનુકુલ પરોપકારમાં તન, મન, ધન ખર્ચ્યું, તથા હજુ પણ ખર્ચે છે. પરોપકારના કારણથી આર્ય રાજા મહારાજાઓ અર્ધી ભૂમિમાં જંગલ રાખ્યા કરતા હતા. જેથી પશુઓની પૂરી રક્ષા થતી, અને દૂધ–ઘી પુષ્કળ મળ્યા કરતાં હતાં. બંધુવર્ગ સાંભળો ! યદિ આપનું તન, મન, ધન ગાય આદિ ઉપકારક પશુની રક્ષા અર્થે

ન વપરાય, તો તેનો શો ઉપયોગ થશે ? જુઓ, પરમાત્મદેવે જગત્‌માં સર્વ પદાર્થો પરોપકારના માટેજ રચી રાખ્યા છે. આપ પણ તેજ પ્રમાણે સર્વ પદાર્થોનો ઉપયોગ પરોપકારના કાર્યોમાં કરો."

ગાયની રક્ષા ધાર્મિક દૃષ્ટિએજ કરવી જોઇએ, એટલુંજ નહિ પણ આર્થિક દૃષ્ટિએ પણ તે રક્ષાને પાત્ર છે. તે સંબંધમાં નીચે પ્રમાણેની ગણત્રી છે. તે વિષયમાં સ્વામીજી મહારાજની ગણત્રી આ પ્રમાણે છે. "કોઈ ગાય બશેર દૂધ આપે તો કોઈ વીશ શેર કાઢે છે, તેનું સરેરાસ અગીઆર શેર દૂધ દરેક ગાયને માટે ગણી શકાય. આ હિસાબે એક ગાયનું એક માસમાં સવાઆઠ મણ દૂધ થાય. કોઈ ગાય ૭ માસ દૂધ દે તો કોઇ અઢાર માસ પણ દેછે. સરેરાસ બાર માસ દૂધ દે એમ ધારીએ તો બાર માસનું નવ્વાણું મણ દૂધ થયું. એક મનુષ્યની તૃપ્તિને માટે બશેર દૂધની ખીર ગણીએ તો એક ગાયના બાર માસના દૂધની ૧૯૮૦ માણુસોનું રક્ષણ થઈ શકે. એ પ્રમાણે તે ગાયની સંતતિથી વધુ માણુસોની તૃપ્તિ થાય."

શ્રી પરમહંસજી એક બીજી રીતે પણ ગાયની ઉપયોગિતા સિદ્ધ કરે છે–"બે એવા પદાર્થો છે કે જેનાથી મનુષ્યનું પાલન થઈ શકે છે. એક તો અન્ન–જળ, અને બીજું આચ્છાદન. અન્ન–જલના અભાવથી પ્રાણ–નાશ થઇ જાય છે. આચ્છાદનના અભાવથી અનેક દુઃખ ભોગવવાં પડે છે. જુઓ ગાય સુકું ઘાસ–પાંદડાં ખાઇને મનુષ્યના પ્રાણ–ધારણનું સાધન દૂધ ( અન્ન–પાન ) પ્રદાન કરે છે. તેના પુત્રો–બળદ–ગાડી તથા હળ ખેંચીને અન્નાદિ ઉત્પન્ન કરી મનુષ્યોનું પાલન કરે છે. ગાય એટલું સુકોમળ પ્રાણી છે, કે મનુષ્યોની સાથે સંતાન તથાં મિત્રના માફક વિશ્વાસ તથા પ્રેમ બતાવે છે. તેને જ્યાં બાંધો ત્યાં બાંધી રહેશે. જ્યાં દોરો ત્યાં દોરાશે, તેને બોલાવતાં તે દોડતી દોડતી તમારી પાસે આવશે."

"ગાય જીવતાં મનુષ્યની રક્ષા કરે છે, એટલુંજ નહિ પણ

મરણ પછી પણ ચામડાદ્વારા રક્ષા થાય છે. અર્થાત્ ગાયનું જીવન મરણ મનુષ્યના લાભને માટે જ છે. એવા શુભગુણયુક્ત પશુનું હનન કરવું એ સંસારને અપકાર કર્યા બરાબર છે. એજ કારણથી આર્ય લોકો બ્રહ્માથી તે આજ સુધી પશુ–હિંસામાં પાપ સમજતા આવ્યા છે. ”

“ ગાય આદિ પશુના પાલનથી અનાજ મોંઘું થવા પામતું નથી. દેશમાં દૂધ–દહીં–ઘી અધિક પ્રમાણમાં ઉત્પન્ન થાય તો ગરિબ પણ સુગમતાથી ખાઇ શકે છે. દૂધ–ઘીના અધિક વપરાશથી અન્ન ઓછું વપરાય, આનું પરિણામ એ આવે કે અનેક રોગની નિવૃત્તિ થઇ શકે છે. ”

‘ ગોકૃષ્યાદિ રક્ષિણી સભા ’ સ્થાપિત કરીને શ્રી સ્વામીજીએ ગો–રક્ષા ઉપરજ અધિક ધ્યાન આપ્યું છે. જોકે અન્ય પશુઓની રક્ષા કરવી જોઇએ. પરંતુ ખાસ કરીને ગાય સર્વ પશુઓમાં શ્રેષ્ટ વધુ ઉપયોગી હોવાથી વધુ રક્ષાને પાત્ર છે—

“ વર્તમાનમાં પરોપકારક ગાયની રક્ષામાં મુખ્ય તાત્પર્ય છે.”

લોર્ડ રીપનના શાસનકાલમાંજ સ્વામીશ્રી એ ઉદ્યોગમાં હતા કે ભારતની જનતાના વધુ પ્રમાણમાં હસ્તાક્ષર કરાવીને ઇગ્લાંડની પાર્લામેન્ટમાં મોકલાવીને ભારત વર્ષમાંથી ગોહત્યા સદાને માટે બંધ કરાવવી. હસ્તાક્ષર કરનારમાં ઇસાઇ, મુસલમાન, પારસી આદિ સર્વ અન્યધર્મી પણ હતા. તે હસ્તાક્ષરની સાથે મહારાજનું એવું વિદ્વતા યુક્ત ભાષણ હતું, તેનો કેટલોક ભાગ અત્રે આપવામાં આવે છે.—

“ **ओ३म्** જગતમાં એવા કોણ મનુષ્ય હશે કે જે સુખ પ્રાપ્તિથી પ્રસન્ન તથા દુઃખ પ્રાપ્તિથી અપ્રસન્ન ન હોય? જેમ કોઇ આપણા ઉપર ઉપકાર કરેતો આપણે આનંદિત થઇએ છીએ, એજ

પ્રમાણે અન્યને ઉપકાર કરીને આપણે આનંદિત થવું જોઇએ. શું પૃથ્વી ઉપર કોઈ એવો મનુષ્ય થઇ ગયો છે યા છે કે થશે કે જે પરોપકાર-રૂપ ધર્મ તથા પરહાનિ રૂપ અધર્મ સિવાય ધર્માધર્મનું કોઇ અન્ય સ્વરૂપ સિદ્ધ કરી શકે ?

"જે માણસ પોતાનુ તન, મન, ધન જગતના ઉપકાર અર્થ વાપરે છે, તેને ધન્ય છે; તથા જે માણસ પોતાની અજ્ઞાનતાથી પોતાના તન, મન, ધનથી જગતને હાનિ પહોંચાડે છે તેને ધિક્કાર છે. અલ્પ લાભને માટે મહાહાનિ કરવીએ સૃષ્ટિ ક્રમથી પ્રતિકુલ છે.'

"વિશ્વભરમા બે પદાર્થો જીવનના મલ રૂપ છે. એક ખાન તથા બીજો પાન આર્યાવર્ત દેશમા ખાન-પાન પર્યાપ્ત હોવાથી રાજા મહારાજા તથા પ્રજાજનોએ આજ સુધી પણ ગાયની રક્ષા કરી છે. તેની રક્ષાથી અન્ન-પાનની અધિક વૃદ્ધિ થાયછે. જેથી સુખ પૂર્વક નિર્વાહ થઇ શકે છે. રાજા-પ્રજાની જેટલી હાની ગૌ-હત્યાથી થાય છે; એટલી અન્ય કોઇ કર્મથી થતી નથી."

**ઇતિ.**



# પંચદશ-બિન્દુ.

## મોક્ષ-ધર્મ,

પ્રત્યેક મનુષ્યના અંતઃકરણના સાક્ષી જીવાત્મા અવિદ્યાના કારણથી જન્મ-મરણના ફાંસામાં ફસાઈ રહે છે. જન્મ-મરણના ભયંકર ચક્કરમાંથી છૂટીને બ્રહ્માનંદને પ્રાપ્ત કરવા તેને મોક્ષ કહે છે.

જીવ વાસ્તવમાં અજ્ઞાન તથા બદ્ધ નથી. તે સ્વભાવમાં વિમલ, ચેતન સ્વરૂપ છે. બંધન એનો એક ઉપાધિ માત્ર છે. આ ઉપાધિ પરબ્રહ્મને જાણવાથી છૂટી જાય છે.

સ્વામી શ્રી દયાનંદજી આત્માના સ્વરૂપમાં આ પ્રમાણે ઉપદેશ આપ્યા કરતા હતા.

" જીવાત્માનું જ્ઞાન બે પ્રકારનું છે, એક તો સ્વાભાવિક અને બીજું નૈમિત્તિક, જેમ પાણીમાં શિતલતા હોય છે તે તેનો સ્વાભાવિક ગુણ કહેવાય છે. અને ઉષ્ણતાએ અગ્નિના સંયોગથી આવવાથી નૈમિત્તિક:ગુણ કહેવાય છે, એજ પ્રમાણે ' હું છું ' અર્થાત્ પોતાના સંબંધનું જ્ઞાન જીવાત્મામાં સ્વાભાવિક છે. પરંતુ જે જ્ઞાન આંખાદિ ઇન્દ્રિયોથી ગ્રહણ કરવામાં આવે છે, તે નૈમિત્તિક જ્ઞાન કહેવાય છે. જીવાત્માને દેશ, કાલ તથા વસ્તુ ભેદને લઇને ત્રણ પ્રકારનું નૈમિત્તિક જ્ઞાન મળે છે. ઇન્દ્રિયોનો સંયોગ જેવા દેશ સાથે થાય, જે કાલમાં થાય, તથા જેવી વસ્તુ સાથે થાય તે પ્રમાણેનું નૈમિત્તિક જ્ઞાન થાય છે. જ્યારે તે દેશ, કાલ, તથા તે વસ્તુનો સંયોગ છૂટી જવાથી તે નૈમિત્તિક જ્ઞાન નષ્ટ થઈ જાય છે. પરંતુ સ્વાભાવિક જ્ઞાન તો સદા એકરસ તેની પાસેજ કાયમ રહે છે. "

આત્મા તથા પરમાત્માના ભેદ તથા સ્વભાવના સંબંધમાં શ્રી મહારાજનાં આ વચનો છે:—

"બ્રહ્મ એ ઇશ્વર છે; બ્રહ્મથી ભિન્ન અનાદિ, અનુપમ તથા અમૃત સ્વરૂપ ચેતન તત્વને જીવ કહે છે. આત્મા તથા પરમાત્મા એ બન્ને ચેતન સ્વરૂપ છે. બન્નેનો સ્વભાવ, પવિત્ર, અવિનાશી, તથા ધાર્મિક છે. જીવ અલ્પ છે, ત્યારે પરમાત્મા મહાન છે."

પરમહંસજીનું માનવું હતું કે અજર, અમર, અવિનાશી જીવાત્મા કર્મ કરવામાં તથા ન કરવામાં સ્વતંત્ર છે. યદિ તે પરતંત્ર હોય તો પાપ પુણ્યના ભાગી પણ પોતે નહિ બનતાં, તે જેને આધિન રહે, તેને પાપ પુણ્યનું ફળ ભોગવવું પડે. જેમ કોઈ માણસ રસ્તામાં કોઇને મારી નાંખે બાદ તે પકડાયા પછી ન્યાયાલયમાં તે શસ્ત્ર ચલાવનારનેજ શિક્ષા કરવાનો હુકમ થશે, નહિ કે તે શસ્ત્રને શિક્ષા કરવાનો હુકમ થાય.

કર્મોના અનેક ભેદ છે. કેટલાંક કર્મ બંધનકર્તા તથા કેટલાંક મોક્ષ અપાવનારાં હોય છે. મનસા, વાચા, તથા કર્મણાં જેટલાં અશુભ કર્મો કરવામાં આવે છે તે સર્વ દુઃખનાં કારણ ગણાયછે. મન, કર્મ તથા વચનથી જે શુભ કરવામાં આવે છે તેના બે ભેદ છે. (૧) સકામ કર્મ (૨) નિષ્કામ કર્મ. જે કર્મો ધર્મયુક્ત હોય અને સાસારિક સુખની ઇચ્છાથી કરવામાં આવે તે સકામ કર્મ કહેવાય છે; આ કર્મોથી જીવાત્મા ઇન્દ્રિયોનાં સુખોપભોગ પામી શકે છે; પણ જન્મ મરણના ફંદામાંથી છૂટી શકતો નથી. માટે સકામ કર્મનું ફળ નાશવાન કહ્યું છે. જે ધર્મયુક્ત કર્મો કેવલ પરમાત્માની પ્રાપ્તિ અર્થે વિધિપૂર્વક કરવામાં આવે છે; ( સાંસારિક વાસનાઓને માટે કરવામાં આવતાં નથી. ) તે કર્મો નિષ્કામ કર્મ કહેવાય છે. આ કર્મનું ફળ 'અક્ષય' હોય છે.

મોક્ષ પ્રાપ્તિના સાધનોમાં ઋષિ–કર્મની પણ ગણના થાય છે. "સંપૂર્ણ વિદ્યા પ્રાપ્ત કરીને અન્ય જનોને જ્ઞાન–દાન પ્રદાન કરવું તે ઋષિ–કર્મ કહેવાય છે. મનુષ્ય ઉપર જેટલું ઋષિઓનું પરોપકાર

રાદિ ઋણુ છે; તેની નિવૃત્તિ જ્ઞાન–દાન તથા તેમની સેવા કરવાથી થઇ શકે છે. પ્રતિદીન જે જ્ઞાનનું દાન લેવું તથા દેવું થાય છે, તથા ગુરૂજનોની સેવા સુશ્રુષા કરવી પડે છે, તે ઋષિ–કર્મો એક બીજાને આનંદ આપી શકે છે. આ ઋષિ–કર્મરૂપી જ્ઞાન તે દેવયાન કહેવાય છે. જેના પામવાથી મનુષ્ય કોઇ પણ પાપ–દુઃખમાં ફસાતો નથી. આ કર્મ પિતૃ વર્ગની કૃપાથી પ્રાપ્ત થાય છે. ”

વેદ જ સર્વ ધર્મનું મૂળ છે. સર્વ ધર્મના સત્ય સિદ્ધાંતોનું વર્ણન વેદમાં કહેલું છે. મનુષ્યની આત્મોન્નતિને માટે વેદનો ત્રણ કાણ્ડમાં ઉપદેશ કરેલો છે. (૧) જ્ઞાન, (૨) કર્મ, (૩) ઉપાસના. ઉપાસના કાણ્ડનું અનુશીલન કેવલ મોક્ષ ધર્મ છે. સ્વામી દયાનંદજીએ ઉપાસના સંબંધી જે ઉપદેશ કરેલો તે આગળ ભક્તિ–ધર્મમાં આવી ગયો છે. વધુમાં જે કંઇ શેષ છે તેનો ઉપદેશ અહીં કરવામાં આવે છે. “ ઇશ્વરની પ્રાર્થના કરવી એ તેના અનુગ્રહનો સ્વિકાર કરવા બરાબર છે. મનુષ્યનાં માતા–પિતા પોતાના પુત્રને જે કંઇ આપે છે તે પરમાત્માની બનાવેલી (આપેલી) વસ્તુઓમાંથી આપી શકે છે. તોપણ સર્વ લોકો માતા પિતાનો અત્યંત અનુગ્રહ માને છે. તો પછી પરમપિતા પરમાત્મા કે જે સર્વ વસ્તુઓના પ્રથમ આપનાર છે, તેમનો કેટલોક અનુગ્રહ માનવો ? તેની (પ્રભુની) અપાર કૃપાનું સ્મરણ કરવાથી, તેના તરફ કૃતજ્ઞતા પ્રગટ કરવાથી, તથા પરમ પ્રભુનો આભાર માનવાથી મનુષ્યનું મન આપોઆપ પ્રસન્ન તથા પ્રશાન્ત રહે છે. પરમેશ્વરની શરણુ લેવાથી મન નિર્મલ થાય છે. પ્રાર્થના કરવાથી મનુષ્યને પાપોનો પશ્ચાતાપ થાય છે, અને હવે પછી નવાં પાપ કર્મ કરવા તરફ તેની વૃત્તિ થતી નથી, તથા સત્ય અને પ્રેમ એ બે ગુણો સુદૃઢ થઇ જાય છે. ”

“ ઇશ્વરની સ્તુતિથી, તેના ગુણાનુવાદથી, તેનામાં આપણી પ્રીતિ વધે છે. જ્યાં જ્યાં પરમાત્માના ગુણોનું જ્ઞાન થાય છે, ત્યાં, ત્યાં

પ્રેમ અધિકાધિક વધતો જાય છે. પરમાત્માની ઉપાસનાથી તો આત્મામાં આનંદનો વિકાસ થયા કરે છે. તેનાથીજ પાપનો નાશ થાય છે. તેનાથી શ્રેષ્ઠ, પાપ-નાશનો રસ્તો અન્ય કોઈ પણ નથી. ”

પાપ-વાસનાના નાશનો વેદાશય, મહારાજે આ શબ્દોમાં બતાવ્યો છે-“ જે જે પાપ મેં જાણીને યા અજાણતાથી કર્યા હોય તેમાંથી છોડાવનાર આ સંસારમાં હે પ્રભુ ! આપના વિના અન્ય કોઇ નથી. અમારાં અવિદ્યાદિ સર્વ પાપ દૂર કરીને અમને શીઘ્ર શુદ્ધ કરો ! આપની ઇચ્છાથી અમારાં સર્વ પાપ દૂર થઈ જાય કે જેથી અમે નિષ્પાપ થઇને આપની ભક્તિથી આજ્ઞા-પાલનમાં સદા તત્પર રહીએ. ”

જે મનુષ્યો પાપથી પાર થઇ ગયા નથી, જેમણે પોતાને સંયમમાં સ્થિર કર્યા નથી, નથા જેનું મન મેલું છે; તે મનુષ્યો આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. આ આશયને પ્રગટ કરનાર મહારાજશ્રીનાં નીચે પ્રમાણે વાક્યો છે-“ જે મનુષ્યો ધર્માત્મા નથી, અવિદ્વાન છે, વિચાર શૂન્ય છે, અજિતેન્દ્રિય તથા ઇશ્વર ભક્તિ રહિત છે, એવા દોષી મનુષ્યોથી ઇશ્વર ઘણો દૂર છે. કરોડો વર્ષોના પ્રયાસે પણ તેને પ્રાપ્ત કરી શકતા નથી. એવા મનુષ્યો જ્યાં સુધી તેને ( પરમાત્માને ) જાણતા નથી, ત્યાં સુધી જન્મ મરણના દુ:ખ સાગરમાં ભટકયા કરે છે. ”

શ્રી દયાનંદજી પાપ-પુણ્યના પ્રશ્નને, એટલો પેચીલો બનાવતા ન હોતા કે જેનું સમજવું અસંભવ થઈ જાય, તથા તેનું પાલન કરવું તો સૃષ્ટિ ક્રમની વિરૂદ્ધ માલુમ પડે. શ્રી મહારાજે મતવાદીઓના ઉત્તરમાં કહ્યું છે, કે-“ યદ્યપિ દયા અને ક્ષમા એ સારા ગુણો છે, તો પણ પક્ષપાતમાં ફસાવાથી દયા અદયા અને ક્ષમા અક્ષમા થઈ જાય છે. કોઇ જીવને દુ:ખ ન દેવું એ સર્વથા સંભવિત નથી. કેમકે યદિ દુષ્ટોને દંડ ન દેવામાં આવે; તો સહસ્રો મનુષ્યો દુ:ખી થશે. દુષ્ટ-

ગુન્હેગાર ઉપર દયાને બદલે અદયા. અને ક્ષમાને બદલે અક્ષમા બની જાય. દરેક માણસે એ પણ સમજવું જોઇએ કે સર્વ પ્રાણીઓના દુ:ખના નાશનો તથા સુખની વૃદ્ધિનો ઉપાય કરવો જોઈએ તે દયા કહેવાય છે. દુષ્ટોને અન્ય અસંખ્ય પ્રાણીઓના સુખને માટે--ન્યાયાનુસાર પીડા પહોંચાડવી પડે, તે કડવી ફરજ બજાવવી પડે છે.

જે માણસો તળાવો તથા કુવાઓ બનાવવામાં નાનાં નાનાં જંતુઓના નાશથી હિંસા માને છે, તેમને માટે સ્વામીજીનો આ પ્રમાણે ઉપદેશ છે-" યદી માળીને પાપ લાગે છે, તો અનેક જીવો પત્રો, ફુલો, ફળો, અને છાંયાથી આનંદ પામે છે, તેનાથી કરોડો ગણું પૂન્ય પણ થાય છે, તેનો તો લોકો વિચાર પણ કરતા નથી એ કેટલી ખેદની વાત છે! સર્વ જીવો ઉપર સર્વથા દયા કરવી એ પણ દુ:ખનું કારણ છે. યદિ તમારા મતના બધા થઈ જાય તો ચારે તરફ કેટલાં પાપકર્મો વધી પડે? માટે દુષ્ટોને યથા યોગ્ય શિક્ષા કરવી એજ દયા કહેવાય છે. આથી ઉલટું વર્તન ચલાવવાથી દયા, ક્ષમાનો નાશ થાય છે."

સ્વામીજી મહારાજ ક્ષત્રિય કર્મનો પણ આદર કરતા હતા. તે કર્તવ્યને આત્મત્યાગને માટે ધર્મ ગણતા હતા. ક્ષત્રિય ધર્મને માટે તેમને સમાદર સૂચક વચન આ છે:-" જે રાજાઓ લડાઈમાં એક બીજાને હનન કરવામાં ઉત્સુક, નીડર, પાછા હઠીને પીઠ ન બતાવે તથા પોતે પૂરેપૂરા સામર્થ્યથી વિજયની ઇચ્છા રાખીને યુદ્ધ કરે છે. તે સદા સુખને પ્રાપ્ત થાય છે. આ કર્તવ્યથી ( ક્ષાત્ર ધર્મથી ) તેમણે વિમુખ થવું જોઈએ નહિ. શત્રુને જીતવા માટે પ્રસંગે તેની સામેથી છુપાઇ જવું પડે તો તેવી કુનેહ રિતિનો આશ્રય લેવો, કેમકે જે પ્રમાણે શત્રુને પરાજિત કરી શકાય તે પ્રમાણે ઉચિત દક્ષતા વાપરવી એ ક્ષત્રિઓનો ધર્મ છે. એવું થવું ન જોઈએ કે

જેમ સિંહ પોતાના બળથી ગર્વિષ્ટ થઈને એકદમ સામો આવે છે, તેનીજ સાથે શસ્ત્રાગ્નિમાં ભસ્મ થઈ જાય છે. તેવી રીતે ક્ષત્રિયો મૂર્ખ પણાથી નષ્ટ થઈ જવા જોઈએ નહિ. આ પ્રમાણે જે રાજા ( ક્ષત્રિય ) પોતાના કર્તવ્ય–કર્મનું પાલન કરે છે, તે સર્વ પાપોથી મુક્ત થઈને પરમગતિ–મોક્ષને પામે છે. ”

મહારાજ સર્વ સાધારણને બળમાં વૃદ્ધિ કરી શક્તિસંપન્ન થવાનો ઉપદેશ કર્યા કરતા હતા “ જેમ, સર્વ મનુષ્યોએ શરીર તથા આત્માના બળને વધારવું જોઇએ. ”

મોક્ષ–માર્ગમાં મહારાજ તપ ક્રિયાસાધનોને માનતા એ આ વાકયોથી જણાય છે–“ શુદ્ધ ભાવ રાખવો, મન કર્મ વચનમાં સત્યતા રાખવી, બાહ્ય ઇન્દ્રિયોને અન્યાય કર્મથી રોકવી, વેદાદિ સત્ શાસ્ત્રોને ભણવાં ભણાવવાં, વેદાનુકુલ આચરણ રાખવાં તથા અન્ય ધર્મયુક્ત કર્મને તપ કહે છે. ”

જેની સહાયતાથી મનુષ્ય પાપ–તાપથી પાર થાય, તથા સંસાર સાગરને તરી જાય તે તીર્થ કહેવાય છે. મોક્ષ–ધર્મમાં આ તીર્થ–ધર્મનું વર્ણન આ પ્રમાણે કરે છે “ વેદાદિ સતશાસ્ત્રોનું પઠન પાઠન તીર્થ કહેવાય છે. વિદ્વાનો–સંતોનો સત્સંગ, પરોપકાર કર્મ, ધર્માનુષ્ટાન, યોગાભ્યાસ, નિર્વૈર રહેવું, નિષ્કપટ રહેવું સત્ય ભાષણ, સાચી વાતનું ગ્રહણ કરવું, સાચાં કર્મ કરવાં બ્રહ્મચર્યનું સેવન કરવું, આચાર્ય–અતિથિ–માતા–પિતાની સેવા કરવી, પરમાત્માની સ્તુતિ પ્રાર્થના ઉપાસનાદિ આધ્યાત્મિક સાધન, શાન્તિ ધારણ કરવી, જીતેન્દ્રિય બનવું, સુશીલ તથા પુરુષાર્થ પરાયણ રહેવું આ બધાં દુઃખમાંથી તારનાર હોવાથી તીર્થ કહેવાય છે.

જે સંસારથી છૂટવાના મનુષ્યો યત્ન કરે છે તે સંસાર વાસ્ત–વમાં દુઃખરૂપ નથી. શ્રી મહારાજ કહે છે કે–“ યદિ સંસાર દુઃખ રૂપ હોત તો તેમાં કોઇ પણ પ્રાણીની પ્રવૃત્તિ થઈ શકત નહિ.

પરંતુ પ્રાણીઓની પ્રવૃત્તિ સંસારમાં પ્રત્યક્ષ દેખાય છે. માટે સંસાર માત્ર દુઃખ રૂપ છે, એ ઠીક નથી. વાસ્તવમાં સુખ તથા દુઃખ બંને છે.

મોક્ષ–માર્ગના યાત્રીઓને જ્યાં સુધી પરમાત્મ દેવનાં પ્રત્યક્ષ દર્શન થતાં નથી; ત્યાં સુધી તેઓ બંધનથી સ્વતંત્ર થતા નથી. તે પરમાત્માનું પ્રત્યક્ષ દર્શન તો પૂર્ણ જ્ઞાનીઓને થાય છે. પરંતુ શ્રી વચનો પ્રમાણે તો પ્રભુ ઉપર સાચા પ્રેમથી વિશ્વાસ રાખનારને પણ પ્રત્યક્ષ થાય છે. " આ સૃષ્ટિમાં પ્રભુની રચના વિશેષ ચિન્હોને જોવાથી તેના સરજનહાર પરમાત્માને પ્રત્યક્ષ કરી શકાય છે. પાપાચરણ સમયે મનમાં જે ભય, લજ્જા શરમ ઉત્પન્ન થાય છે, તે અન્તર્યામી પરમાત્માની તરફથી થાય છે. તેથી પણ પરમાત્મા પ્રત્યક્ષ હોવાની સાક્ષી મળે છે. "

સ્વામીજી મોક્ષનાં સાધનોનો ઉપદેશ આ પ્રમાણે આપે છે. " ધર્મયુક્ત સત્ય ભાષણાદિ કરવું, તથા મિથ્યા ભાષણાદિનો પરિત્યાગ કરવો તે મુક્તિનું સાધન ગણાય છે. પરમાત્મ દેવની ભક્તિથી તદાકાર સ્થિતિને પ્રાપ્ત થવું, પરમાનંદમાં સદા નિમગ્ન રહેવાથી તેના હર્ષ શોક નષ્ટ થઈ જાય છે. એ પણ મુક્તિનાં સાધનો ગણાય છે.

" પરબ્રહ્મ સર્વત્ર પરિપૂર્ણ છે. સર્વમાં એક રસ ભરેલો છે, તેજ પરમપદ સ્વરૂપ પરમાત્મા પરમધામ છે. તેની પ્રાપ્તિથીજ જીવાત્મા સર્વ દુઃખોથી છૂટી શકે છે. અન્ય કોઇ ઉપાય નથી કે જે વડે જીવાત્મા અચળ સુખ પ્રાપ્ત કરી શકે. કેટલાક જ્ઞાનીઓનું માનવું છે કે મોક્ષાવસ્થામાં જીવાત્માનું અસ્તિત્વ પણ રહેતું નથી. તે પોતે બ્રહ્મ બની જાય છે. પરંતુ સ્વામીજી જીવ બ્રહ્મની લાક્ષણિક એકતા માનતા હતા. આ બાબતમાં તેમનાં વચનો આ છે–" જે જીવાત્મા પરમાત્માના ગુણ કર્મ સ્વભાવની અનુકુળ પોતાના ગુણ, કર્મ સ્વભાવ બનાવે છે, તેજ સાધર્મ્યથી બ્રહ્મની સાથે એકતા કરી શકે છે. "

મોક્ષ અવસ્થાના વિશેષ સ્વરૂપનું વર્ણન કરતા કહે છે કે—"જીવાત્માના સત્ય સંકલ્પાદિ સ્વાભાવિક ગુણ તથા સામર્થ્ય, સર્વ કાયમ રહે છે, પરંતુ ભૌતિક-પ્રાકૃતિક સંબંધ કાયમ રહેતો નથી. મોક્ષમાં આ પંચતત્વનું ભૌતિક શરીર ઇન્દ્રિયોનું ગોલક જીવાત્માની સાથે કાયમ રહેતું નથી, કિંતુ પોતાના સ્વાભાવિક ગુણો સાથે રહે છે.

**इति ओ३म् शान्ति शान्ति शान्तिः**



# સ્વામીશ્રી દયાનંદ સરસ્વતીજી મહારાજના સંબંધમાં પ્રસિદ્ધ પુરુષોના પ્રગટ થયેલા અભિપ્રાયોની સંક્ષિપ્ત નોંધ.

---

## આર્યપ્રકાશ મહર્ષિ અંક સને ૧૯૧૨ માંથી

દયાનંદ સરસ્વતી સન ૧૮૨૪ માં ગુજરાતમાં જન્મ્યા હતા, અને સન ૧૮૪૫ માં તેઓએ સંસાર ત્યાગ કરી, યોગ શીખવાની અને જગતનો ઉદ્ધાર કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી. તેમના જીવનવૃતાંતની બાબતો જાણવા જેવી છે; અને આદર્શ સુધારકને કેવી રીતની લાયકાત મેળવવી જોઇએ તે તે ઉપરથી જાણી શકાય છે.

સ્વામીજીએ જે પ્રવૃત્તિ ચલાવી, તે કાંઈ નવો માર્ગ કે નવો પંથ નહોતો, તેમ નવી ફીલસુફી પણ નહોતી. ટુંકમાં આ ફક્ત હિંદુ ધર્મ તેના શુદ્ધ અવિકારી રૂપમાં, એક નવા સંસ્કારી પેગંબરને હાથે નવો જન્મ પામ્યો હતો; અને તેનો તેજ આર્ય ધર્મ હતો. તેમણે એક ઈશ્વર માન્યતા ફેલાવી, અને ધર્મ સંબંધી સઘળી બાબતોમાં કેવળ વેદનેજ સાચા ગણ્યા. આર્યસમાજ એ કેવળ ધાર્મિક પ્રવૃત્તિ નહીં, પણ એક જબરજસ્ત સંસારસુધારક સંસ્થા તરીકે કામ કરવા લાગી. હજારો પતિતોની શુદ્ધિ કરી. રાષ્ટ્રિય ભાવનાનો આપણા દેશમાંથી લોપ થયો હતો; અને કુવામાંના દેડકાની માફક આપણા ગામને કે આપણા તડને, દેશ કે દુનીઆ માની આપણે સંતોષ લેતા હતા. આ અંધકારનો પડદો આર્યસમાજે ખસેડી નાંખ્યો, અને એક ધર્મના વાવટા નીચે તેણે સઘળા હિંદુઓને એકત્ર કરવા પ્રયત્ન કર્યો.

મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા, એમ. એ.

---

હિંદુસ્તાનના બલ્કે આખી દુનીઆના મહાન પુરૂષોની પંક્તિમાં મૂકાવાનો સ્વામી દયાનંદનો દાવો ભાગ્યેજ રદ કરી શકાશે. સ્વામીજીએ વેદ વાકયોનો જે અર્થ કર્યો છે, તે કેટલાકને માન્ય છે, અને કેટલાકને અમાન્ય છે, પરંતુ એમનો આગ્રહ, એમના અધ્યયનનો વિસ્તાર, અને એમની શુદ્ધ બુદ્ધિ, તેનાં તો સૌને એક અવાજે વખાણ કરવાંજ પડશે. સંસાર સુધારકો તેમજ સરકાર બન્નેને આર્યસમાજના અસ્તિત્વની નોંધ લેવી પડી છે. માટે એવી સમાજના સ્થાપકનામાં એવા ખાસ ગુણ તો હોવા જ જોઇએ, કે જેના વડે તેને આટલી બધી ફત્તેહ મળી હોય: તે ગુણ જે આર્યસમાજી ના હોય તેને પણ શિક્ષણ લેવા લાયક છે, અને તે ગુણો, આગ્રહ, શુદ્ધ બુદ્ધિ, અને નિડરતા છે. હિંદુસ્તાનના એક વતનીએ આગ્રહ અને નિડરતાથી આવું મહાનપદ મેળવ્યું, તે આપણે સૌને મગરૂર થવાનું કારણ આપે છે.

આર્યસમાજીઓ તો મુક્કાબાજી માટે જ જ્યારે જુઓ ત્યારે તૈયાર એવો અભિપ્રાય એમને માટે જડ ઘાલી બેસી ગયો છે; પરંતુ ઉંડું ઉતરી જોતાં જણાશે કે, **એ માત્ર ભ્રમ છે.** સ્વામી દયાનંદે તો આગ્રહ અને અડગપણું સારે અર્થેજ વાપર્યું છે.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, મુંબઈ.**
સ્મૉલકૉઝ કૉર્ટના જજ. એમ. એ. એલ. એલ. બી.

---

અત્યાર સુધી સાંસારિક સુધારાના પક્ષનો પાયો ન્યાય, સત્ય, અને બુદ્ધિના તત્વોમાંજ નંખાયો હતો—બહુ અંશે એમ હતું; આપણા ધર્મશાસ્ત્રોને એ પાયામાં અલ્પ પ્રમાણમાંજ સ્થાન અપાતું હતું. આ સ્થિતીમાં ભરતખંડના મ્હોટા ભાગમાં એક ડંકો વગાડીને, અને શાસ્ત્રોના પ્રમાણુને જ પાયારૂપે સ્થાપીને, સાંસારિક સુધારાને માટે અદ્વિતીય પ્રયાસ કરનાર સ્વામી દયાનંદ સરસ્વતીજી પ્રગટ થયા.

બાળ લગ્નના સંબંધમાં દયાનંદ સ્વામીના સિદ્ધાંતો જેટલા સબળ શબ્દોમાં દર્શાવાયા છે, તેટલાજ ઉચ્ચ આદર્શથી પ્રેરાએલા જણાય છે. કન્યાનું લગ્ન ૧૬ વર્ષથી પૂર્વે ન થવું જોઇએ, અને પુરૂષનું ૨૫ ની અંદર ના કરવું–એ લઘુતમ મર્યાદા બાંધીને, ઉત્તમ વયની મર્યાદા કન્યા માટે ૨૪ વર્ષની, અને પુરૂષ માટે ૪૮ વર્ષની એમણે સ્થાપી છે. આ પ્રશ્નના અંગમાંજ સ્ત્રી અને પુરૂષ બંને માટે બ્રહ્મચર્ય, સ્ત્રી તેમજ પુરૂષને વિદ્યા સંસ્કરણ ઇત્યાદિ મહત્વના પ્રશ્નો નો સમાવેશ કરાયો છે, અને તે વિષે સ્વામીજીએ નિર્ણય રીતે મત દર્શાવ્યા છે. એટલું તો નિર્વિવાદ છે કે, ભરતખંડમાં સમસ્ત રૂપે સાંસારિક સુધારાને સંચલન કરવામાં સ્વામી દયાનંદજીનું સ્થાન અગ્રણી પુરૂષોમાં છેક નીચું તો કોઇથી પણ નહીં જ મૂકાય. એ સમર્થ પુરૂષની દેશ સેવા પ્રશંસાને પાત્ર છે, એટલુંજ નહીં પણ તેના સામર્થ્યને લીધે અપ્રતિમ ગણી શકાય તેવી જ છે.

**નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયા.** આઇ. સી. આઇ.

---

દયાનંદના અતિ કીમતી કૃત્યોએ હિંદુ પ્રજામાં મોટી ઉથલપાથલ કરી નાંખી છે, તેમાં શક નથી; પણ અમારી પારસી કોમ ઉપર પણ એમની સુધારા પક્ષની લડતોથી બહુ સારી છાપ બેસાડી છે. દયાનંદ પંજાબમાં અને ગુજરાતમાં પ્રસિદ્ધ પામે, તે આગમજ કામા ખાનદાનવાળા થોડા ગૃહસ્થોએ પારસી સુધારકોને પડખે રહીને તેમને નાણાની મદદ આપી આગળ પાડયા હતા.

હિંદુઓ અને પારસીઓ આર્ય કુળના છે, એકવાર તેમનો દેશ, ભાષા, અને ધર્મ વિગેરે એકજ હતાં; આ વાત તે વેળા કોઇ જાણતું નહતું. અમારા ધર્મમાં મૂર્તિપૂજા જેવું કંઇ ન હોવાથી અમારી ભોળી સ્ત્રીઓ, વ્હેમી હિંદુઓના સાથના લાંબા સહવાસથી દેવ, દહેરાં કરતી, અને [illegible] ત્યારે અમો તેમને

હિંદુનો ધર્મ પાળતા કહી શિખામણ દેતા. પણ સ્વામીજીએ આવીને જેમ વૈષ્ણવોની તેમ પારસીઓની ભૂલભાંજી, અને હિંદુ-આર્યોનો મૂળ ધર્મ ચોખ્ખો છે; તેમાં મૂર્તિ પૂજા જેવું કશુંએ નથી, તેમાં મંદિરો અને દહેરાં, જેવું પણ જણાતું નથી; એમ સિદ્ધ કરીને પ્રજાજન ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે.

આ રીતે પારસીઓ દયાનંદ તરફ ખેંચાયા તેનું એક બીજું પણ કારણ છે, દયાનંદ એક મહાન સુધારક હતા. સુધારકના સર્વ લક્ષણ તેઓ ધરાવતા હતા. પારસીઓના પેગંબર જરથોસ્ત પણ એક મ્હોટા સુધારક હતા, જરથોસ્તે ધર્મ સુધારક હોઇ પોતાનો ધર્મ સ્થાપ્યો અને ફેલાવ્યો હતો. દયાનંદ ધર્મ સુધારક છતાં, નવા ધર્મ સ્થાપક ન હતા.

દયાનંદ તો ગયા, પણ તેમનું નામ અને કામ જવાનાં નથી. આર્યસમાજીઓએ તેમની યાદ ભૂલવી કે ભૂલાવા દેવી જોઇતી નથી. એમના જેવા સુધારક વારંવાર જન્મ લેતા નથી, માટે બીજો કોઇ વધારે બળવાન દયાનંદ જન્મ ધારણ કરે, ત્યાં સુધી દયાનંદ અને વેદધર્મને ભૂલવા, તે એમના પ્રયાસથી ઉપસ્થિત થયેલા એક ઇશ્વરવાદી મતના ફેલાવાના મહાન સુધારા ઉપર પાણી ફેરવવા બરાબર છે.

**પાલનજી બરજોરજી દેસાઇ.**

અધિપતિ રાસ્તગોફતાર, મુંબાઇ.

આ સિવાય ઘણા અભિપ્રાયો, આપણા દેશના વિદ્વાન સાક્ષરો, તથા અન્ય દેશના વિદ્વાન તત્વવેત્તાઓના પ્રગટ થયેલા છે; પરંતુ સ્થળના અભાવે પ્રગટ કરી શક્યા નથી.

**અનુવાદક.**



# પુસ્તક મળવાનું ઠેકાણું

અમદાવાદમાં

મણિલાલ મોતીભાઈ આર્ય
મદનગોપાળની હવેલીપાસે નતા-વાડાની ખડકી

તથા—

ત્રિકમલાલ હરિલાલ મંત્રી.
( વેદજ્ઞાન પ્રચારક મંડળ—દરિયાપુર )
લુણસાવાડા ધતુગપોળ

અમદાવાદ—કાળુપુર ટંકશાળમાં
ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસમાં
મૂળચંદભાઈ ત્રિકમલાલે છાપ્યું.